ઇનામ માટે મંજુર.

# નીતિશાસ્ત્રનાં મૂળતત્વ.

## ભાગ ૧ લો.

મિસિસ ચાર્લ્સ બ્રે

એમના અંગ્રેજી ઉપરથી

તૈયાર કરનાર

રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

બી. એ., એલ એલ. બી.

આઠમી આવૃત્તિ.

કરશનદાસ નારણદાસ બુકસેલર સુરત.

સન ૧૯૧૬—સંવત્ ૧૯૭૨.

કિમ્મત રૂ. ૦-૪-૦

ઇનામ માટે મંજુર.

# નીતિશાસ્ત્રનાં મૂળતત્વ.

## ભાગ ૧ લો.



મિસિસ ચાર્લ્સ બ્રે

એમના અંગ્રેજી ઉપરથી

તૈયાર કરનાર

રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

બી. એ, એલ એલ. બી.

વડોદરા.



આઠમી આવૃત્તિ.



સન ૧૯૧૬—સંવત્ ૧૯૭૨.

કિમ્મત રૂ. ૦-૪-૦

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**બાલુભાઇ કશનદાસ નારણદાસ**

નાણાવટ—સુરત.

સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી"
પ્રિન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસીંગે છાપ્યું.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



વડોદરા રાજ્યના વિદ્યાખાતાના ઉપરિ અધિકારી મહેરબાન ખા. બા. જમસેદજી અરદેશર દલાલ, એમ. એ., એલ એલ. બી., એમના અધ્યક્ષપણા નીચે, શાળાખાતામાં સુધારા વધારાની સૂચનાઓ કરવા. શ્રીમન્ત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે સન ૧૮૯૨ માં એક કમિટી નિમી હતી. એ કમિટીએ વડોદરા રાજ્યનાં તથા મુમ્બાઈ ઈલાકાનાં જુદાં જુદાં શહેરોમાં કેળવણીના કામમાં ઉત્સાહ ધરાવનાર ગૃહસ્થો તરફ કેળવણીને લગતા કેટલાક પ્રશ્નો મોકલી અભિપ્રાય મંગાવ્યા હતા. એ પ્રશ્નોમાં ૩૦ મો પ્રશ્ન એ હતો કે, "શાળામાં નીતિની કેળવણી આપવા બાબત આપનો શો મત છે ?" આ પ્રશ્ન ઉપર ઘણા ગૃહસ્થોનો મત એવો આવ્યો હતો કે ધોરણના વિષય તરીકે નીતિનું ખાસ પુસ્તક ચલાવવાને બદલે, પ્રસંગોપાત શિક્ષક નીતિ સંબંધી બોધ આપે તો બસ છે; નીતિનું લૂખું જ્ઞાન છોકરાંને આપવાથી કદાચ તેમને તે ઉપર કંટાળો ઉત્પન્ન થાય, અને સંકોચિત ઈબારતમાં માત્ર નીતિનાં વાકયો છોકરાંને ગોખાવ્યાથી નીતિનું જ્ઞાન આપવાનો ઉદ્દેશ પાર પડે નહીં; પરંતુ રસિક દાખલા દૃષ્ટાન્તો, વાર્તાઓ વગેરે દાખલ કરી બાળકોને રમુજ સાથે

જ્ઞાન મળે એવું નીતિનું પુસ્તક તૈયાર થાય તો તે ચલાવ્યાથી બાળકોને ઠીક પડે.

આવું એક પુસ્તક તૈયાર કરવાનો મારો વિચાર ઘણા વખતથી હતો. મિસિસ ચાર્લ્સ બ્રે એમના અંગ્રેજી ગ્રંથને આધારે હાલમાં આ પુસ્તક ( ભાગ ૧-૨ ) તૈયાર કરી કેળવણીના કામમાં ઉત્સાહ ધરાવનાર ગૃહસ્થોની સેવામાં હું રજુ કરૂં છું; અને આશા રાખું છું કે બાળકોને નીતિ સંબંધી જ્ઞાન આપવાને માબાપ તથા શિક્ષકને તે કંઈ દરજ્જે ઉપયોગી જણાશે.

વડોદરા, ૧ માર્ચ, ૧૮૯૮. } ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઇ.

## છઠ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના.

કેળવણીખાતાના અધિકારીઓને તથા શિક્ષકોને આ પુસ્તક ઘણું પસંદ પડયું છે અને તેની પાંચ આવૃત્તિઓ થોડા વખતમાં ખલાસ થઈ છે, તેથી આ છઠ્ઠી આવૃત્તિ કંઈ મહત્વનો ફેરફાર કર્યા વગર બહાર પાડી છે. મુંબઈ ઈલાકાના મહેરબાન ડિરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન તથા વડોદરા રાજ્યના મહેરબાન ખા. બા. વિદ્યાધિકારી સાહેબ એમણે આ પુસ્તક ઈનામ માટે મંજુર કર્યું છે.

વડોદરા, તા. ૧૫-૧૦-૦૮. } ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ.

# અનુક્રમણિકા.



## રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ તૈયાર કરેલાં બીજાં પુસ્તકો.

---

૧. બેન્જામિન ફ્રાન્કિલનનું જીવન ચરિત્ર.
કિમ્મત રૂ. ૧-૦-૦
૨. દીર્ઘાયુષી શી રીતે થવાય.
કિમ્મત રૂ. ૧-૦-૦
૩. જીંદગીનું સાફલ્ય. કિ. રૂ. ૧-૦-૦
૪. હેલ્પ્સ કૃત નિબંધો. કિ. રૂ. ૦-૧૩-૦
૫. અપકૃત્યનો કાયદો. કિ. રૂ. ૨-૪-૦
૬. ઘરમાં રમવાની રમતો. કિ. રૂ. ૦-૪-૦
૭. નીતિશાસ્ત્રનાં મૂળતત્વ, ભાગ ૨ જો.
કિમ્મત રૂ. ૦-૬-૦
૮. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.
કિમ્મત રૂ. ૦-૧૨-૦
૯. ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ.
કિમ્મત રૂ. ૧-૦-૦
૧૦. પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો.
કિમ્મત રૂ. ૦-૧૦-૦
૧૧. પ્રાન્તિક શબ્દ સંગ્રહ કિ. રૂ. ૦-૪-૦
૧૨. પોલિસ પ્રશ્નોત્તરી કિ. રૂ. ૦-૪-૦
૧૩. પોલિસ ડ્રીલ કિ. રૂ. ૦-૪-૦
૧૪. પોલિસ કામની વાતો. કિ. રૂ. ૦-૮-૦
૧૫. ગુન્હા કરનારી ભટકતી જાતો. રૂ. ૦-૧૨-૦

---

# નીતિશાસ્ત્રનાં મૂળતત્વ.

## ભાગ ૧ લો.



### ૧. આપણે એકલા રહી શકીએ નહીં.

૧. 'હું કોણ છું?' અને "જે દુનિયામાં હું જન્મ્યો છું, તે દુનિયા શું ચીજ છે?" એવો વિચાર કરવા લાયક ઉમ્મરનો માણસ થાય ત્યારે તેના મનમાં કદાચ નીચે પ્રમાણે પ્રશ્ન ઉત્પન્ન થશેઃ—"હું સ્વતંત્ર પ્રાણી દેખાઉં છું, છતાં મારામાં સ્વતંત્રરીતે જીવવાની શક્તિ નથી તેનું શું કારણ? હું વાદળની પેઠે કોઈ ખડકને ચોટેલો નથી, તેમ ઝાડની પેઠે જમીનમાં રોપાયો નથી; મારા મનમાં ગમે તે વિચાર કરવાની અને મારૂં શરીર ગમેત્યાં લઈજવાની મારામાં શક્તિ છે, તોપણ મારા શરીર બહાર જે કંઈ છે તેમાંથી કોઈ મને જૂદો પાડે તો જેમ ખડકથી જૂદી કરેલી વાદળી સુકાઈ જાય અને જમીનમાંથી ઉપાડી નાખેલું ઝાડ મરી જાય, તેમ હું પણ નક્કી મરી જાઉં."

૨. ખરી વાત એ છે કે જે પ્રાણીને આપણે "હું" કહીએ છીએ તે પ્રાણી આપણી બહાર દુનિ-

યામાં જે વસ્તુઓ છે તેમાંથી કંઈક ભાગે બનેલું છે. જે હવા મારી આસપાસ છે તે હવાએ મને જીવતો રાખવાને મારા શરીરની અંદર નિરંતર આવ જા કરવી જોઈએ. મારી આસપાસ જે પ્રાણી, વનસ્પતિ અને ખનીજ પદાર્થ છે તેમાંથી થોડુંક લઇને, મારા શરીરનો સંચો ચાલતો રાખવાને, મારા શરીરમાં દરરોજ થોડા થોડા કલાકને અંતરે નાખવું જોઇએ; અને થોડાકનાં મારે માટે પહેરવા, ઓઢવા અને પાથરવાનાં કપડાં બનાવવાં જોઇએ.

૩. વળી, મારી જાતનાં બીજાં પ્રાણી મને જીવતો રાખવાના કામમાં મદદ કરે નહીં તો હું જીવી શકું નહીં. જો આ દુનિયામાં હું એકલોજ હોત તો જે વખતે હું નાનો, અજ્ઞાન, પરાધીન, અને મારૂં રક્ષણ કરવાને અસમર્થ હતો, તે વખતે, મને અન્ન, વસ્ત્ર અને રહેવાને જરૂરની જગો શી રીતે મળી હોત? આ સર્વ વસ્તુઓ માટે મારે બીજાઓપર આધાર રાખવો પડતો. પછી જ્યારે હું જરા મોટો થયો, અને આ સર્વ વસ્તુઓ મારે માટે મારી મેળે મેળવી લેવાનો વખત આવ્યો ત્યારે તે બનાવવાનું શીખી લેવાને માટે પણ મારે બીજાઓપર આધાર રાખવો પડતો. બીજાઓએ મને બોલતાં અને ચાલતાં શીખવ્યું ન હોત તો મને બોલતાં કે ચાલતાં પણ ન આવડયું હોત. જે અન્ન હું ખાઉં છું, જે લૂગડાં હું પહેરૂં છું, જે ઘરમાં હું રહું છું, જે

પુસ્તક હું વાંચું છું, અને બીજી જે જે વસ્તુઓ મારી પાસે છે અથવા જેનો ઉપયોગ હું કરૂં છું તે સર્વ વસ્તુઓ બીજાઓએ મહેનત લઈ તથા વિચાર કરી મારે માટે તૈયાર કરી આપી છે. એ બીજા લોકોને પણ તેમના બચપણમાં મારી પેઠે વળી કોઈ બીજા લોકોએ આ ચીજો તૈયાર કરી આપી હતી, અને મોટા થયા પછી બનાવવાનું શીખવ્યું હતું.

૪. આ પ્રમાણે આ દુનિયામાં જન્મેલા દરેક માણસને પોતાના જીવન, રક્ષણ અને સુખ માટે જે લોકો હાલ તેની સાથે રહે છે, જે લોકો તેની પહેલાં થઇ ગયા છે અને જે લાખો કરોડો લોકો દુનિયાના જુદા જુદા ભાગમાં રહે છે તેમનાપર આધાર રાખવો પડે છે; અને તેથી કરીને મનુષ્યજાતરૂપી મોટું કુટુંબ આ દુનિયામાં એકત્ર થયેલું છે.

૫. પરંતુ આપણે આ પ્રમાણે એક બીજાની દરકાર શા માટે રાખીએ છીએ, અને આપણા શિવાય બીજાઓને માટે શા માટે મહેનત લઇએ છીએ, અને વિચાર કરીએ છીએ? તેનું કારણ એ છે કે આપણને એક બીજા સાથે જોડનારાં અનેક પ્રબળ અને અદૃશ્ય બંધન છે. આ બંધન પૈકી કેટલાંકને **મનોવૃત્તિ**, એવું નામ આપેલું છે; અને કેટલાંકને **કર્ત્તવ્ય**, એવું નામ આપેલું છે; મનોવૃત્તિ અને કર્ત્તવ્ય કેવાં હોય છે તેનો આપણે વિચાર કરવાનો છે. પ્રથમ આપણે મનોવૃત્તિનો વિચાર કરીશું.

પ્રશ્ન—૧. વિચાર કરવા લાયક ઉમ્મરે માણસ પહોંચે ત્યારે તેના મનમાં કેવા વિચાર આવી શકે ? ૨. "હું" એ પ્રાણી બનાવવાને આપણી બહારની કઇ ચીજો મદદ કરે છે ? ૩. જે ચીજોની મારે બાળપણમાં જરૂર પડતી તે ચીજો મને શા રીતે મળતી ? મોટો થયા પછી હું બીજાઓ પર શાને માટે આધાર રાખવા લાગ્યો ? ૪. મનુષ્યજાતરૂપી કુટુંબ શા રીતે એકત્ર થયું છે ? ૫. કયાં બંધન આપણને એક બીજા સાથે જોડે છે ?

---

## ૨. જીવન અને પ્રીતિ.

૧. આપણે આપણી આંખો પહેલવહેલી કયારે ઉઘાડી અને જે દુનિયામાં આપણે રહીએ છીએ તે દુનિયા કયારે જોઈ તેની આપણને હાલ સરત નથી. એજ પ્રમાણે આપણે પહેલવહેલું શું જોયું હતું અને તેના વિષે મનમાં શો વિચાર કર્યો હતો તેની પણ હાલ આપણને સરત નથી. તોપણ આ દુનિયા આપણને ઘણી મજાની માલમ પડી હશે એમાં કંઈ શક નથી; કારણ કે કેટલાંક માણસ આપણા તરફ પ્રેમ દૃષ્ટિથી જોતાં હતાં. આપણી મા આપણને બોકી કરી પોતાના હલકા હાથથી અને હેતથી પંપાળતી હતી; અને કેટલાંક જણ લાડના શબ્દોથી આપણને રમાડતાં હતાં. જ્યારે આપણને ભૂખ લાગતી ત્યારે આપણને કોઇ ખવડાવતું; જ્યારે આપણને ઉંઘ આવતી ત્યારે કોઈ આપણને સુવાળા નરમ બીછાનામાં સુવાડતું, અને આપણને ઘસ-

ધસ્રાટ ઉંઘ આવે એટલા સારૂ દીવાનું અજવાળું આપણી આંખેથી દૂર કરતું.

૨. ખાઈ પીને તથા ઉંઘીને આપણે તાજાતર થતા ત્યારે કોઈ આપણને ખુલ્લી હવામાં અને સૂર્યના પ્રકાશમાં, બાગમાં અથવા ખેતરમાં ફરવા લઈ જતું; ત્યાં પવનથી હાલતાં ઝાડનાં ડાળ તથા આસ્માની રંગના આકાશમાં દોડતાં વાદળ જોઈ આપણને આનંદ થતો; લાલ, પીળાં, અને એવાં જૂદા જૂદા રંગનાં ફુલ જોઈ આપણે મ્હોં મલકાવતા; સુશોભિત પીંછાંવાળાં પક્ષીઓને ઉડતાં જોઈ આપણે આપણા નાનકડા હાથ વડે તાળીઓ પાડતા અને તેમને પકડવાને હોંસથી દોડદોડ કરી મૂકતા. આ વેળાએ આપણને ખચિત્ એમ લાગતું હશે કે જે દુનિયામાં આપણે આવ્યા છીએ તે કેવી સુન્દર છે?

૩. કદાચ આપણે ગામડાને બદલે શહેરમાં જન્મ્યા હોઈશું તો આપણને લીલાંછમ ખેતરોમાં નહીં પણ ધાડી વસ્તીવાળા રસ્તાઓપર ફરવા લઈ જતા હશે; ત્યાં ઉંચાં ઉંચાં ઘર આવી રહેલાં હોવાથી આપણી નજરે આકાશ પડતું નહીં હોય; ખડખડ કરતી દોડી જતી ગાડીઓને લીધે ચાલતાં ચાલતાં આપણને બીક લાગતી હશે, અને આમ તેમ ઝડપથી ચાલ્યા જતા લોક જોઈને આપણને અચંબો લાગતો હશે અને આપણા મનમાં એમ આવતું

હશે કે જે દુનિયામાં આપણે આવ્યા છીએ તે કેવી વિલક્ષણ છે!

૪. આપણો જન્મ શહેરમાં થયો હશે કે ગામડામાં થયો હશે તોપણ જો તે વખતે આપણામાં વિચાર કરવાની શક્તિ હશે તો આપણને એમ લાગ્યું હશે કે 'આ દુનિયા સુન્દર અને વિલક્ષણ છે, તોપણ તેમાં હું એકલો રહી શકું નહીં. આ દુનિયામાં મને એકલો મૂકવામાં આવે તો મારા જેવા નાના અને નિરાધાર બાળકની શી વલે થાય?'

૫. શી વલે થાય તે હું તમને બતાવું છું, સાંભળો:—એક સ્ત્રીને એક છોકરૂં થયું. પણ તે એટલી બધી ગરીબ હતી કે તેનું પાલણ પોષણ કરવાની તેનામાં શક્તિ નહોતી; વળી તે એવી એકલપેટી હતી કે તેના બાળકપર તેને કંઈ પ્રીતિ નહોતી. પોતાના બાળકને રાખવાને તેને ઘર નહોતું અને સુવાડવાને ઘોડિયું નહોતું; વળી ખોરાક પોશાકની પણ એવીજ તંગી હતી; તેથી એક દહાડો રાત્રે પોતાના બાળકને લઇને તે સીમમાં ગઈ અને વાડમાં બાળકને મૂકી પાંદડાંવડે ઢાંકી પાછી ફરી. જતાં જતાં તેણે બાળકને રડતું સાંભળ્યું પણ તેથી તેના પથ્થર જેવા કઠણ હૈયાપર કંઈ અસર થઈ નહીં પણ ઉલટી તે વધારે ઝડપથી ચાલવા લાગી.

૬. થોડા દિવસ પછી એક માણસ ખેતરમાં કામ કરી ઘેર આવતો હતો એવામાં તેણે વાડમાં

કંઈ વસ્તુ પડેલી જોઈ; તેનો કેટલોક ભાગ પાંદડાંથી અને ઘાસથી ઢંકાઇ ગયેલો હતો. તે તેની પાસે ગયો ત્યારે માલમ પડયું કે તે વસ્તુ એક બાળકનું મડદું છે. ટાઢથી ઠુંઠવાઈ ગયેલું તે મડદું તેણે પોતાના હાથમાં લીધું અને બોલ્યો:—"અરે બિચારા અનાથ બાળક ! તારી માની તારાપર પ્રીતિ નહોતી; જો હોત તો તે ગમે તેવી ગરીબ હોય તોપણ તને આ પ્રમાણે મૂકી ચાલી જાત નહીં."

આ વિસ્તીર્ણ દુનિયામાં આપણો જન્મ થતાંજ આપણને ઉછેરવા માટે આપણી માતુશ્રીના મનમાં પ્રીતિ ન હોત તો આપણે બધા મરણ પામ્યા હોત !

૭. જે જોરાવર માણસો આ દુનિયામાં મોટાં મોટાં મહેનત ભરેલાં કામ કરે છે, અને જે ડાહ્યા માણસો પોતાના જ્ઞાનથી બીજાઓને સન્માર્ગ બતાવે છે; તે બધા જન્મ વખતે શકિત વગરના અને પરાધીન હતા; અને તેમના જીવનને માટે તેમની માની સંભાળપર આધાર રાખતા.

૮. જે માબાપ પોતાનાં બાળકોનું જતન કરતાં નથી તેમને આપણે રાક્ષસ જેવાં માબાપ કહીએ છીએ; કારણ કે સૃષ્ટિનો એક ઘણો મહત્વનો અને ઘણો લાભકારક નિયમ એવો છે કે **જીવન** અને **પ્રીતિ** એ બંનેએ સાથે રહેવું જોઇએ.તેથી કરીને સર્વ જીવનના અદ્દશ્ય આદિ કારણ, **પરમેશ્વરને** આપણે પ્રીતિરૂપ કહીએ છીએ; અને તેથી કરીનેજ

આપણા અંતઃકરણમાં પ્રીતિ એ બધી મનોવૃત્તિઓ કરતાં વધારે પ્રબળ મનોવૃત્તિ છે.

પ્રશ્નઃ—૧. જ્યારે આપણે દુનિયા પહેલવહેલી જોઇ ત્યારે આપણને તે કેવી લાગી હશે? મજાની કેમ લાગી હશે? ૨. દુનિયા કોને સુંદર દેખાય? ૩. કોને વિલક્ષણ દેખાય? ૪. આપણને તે ગમે તેવી દેખાઈ હશે તો પણ આપણા મનમાં તે વખતે શો વિચાર આવ્યો હશે? ૫. પ્રીતિ વગરની માએ પોતાના બાળકને શું કર્યું હતું? ૬. જે માણસને તે બાળક માલમ પડ્યું તેણે શું કર્યું હતું? આ વાતપરથી શું સમજવાનું છે? ૭. મજબૂત અને ડાહ્યા માણસો કઈ વાતમાં સરખા છે? ૮. બાળકનું જતન કરે નહીં એવાં માબાપ કેવાં કહેવાય છે? પરમેશ્વરને આપણે કેવો કહીએ છીએ? શા માટે કહીએ છીએ?

---

## ૩. ઘર અને પ્રીતિ.

૧. દુનિયાના જે ભાગમાં આપણા બાળપણના દિવસ જાય છે તે આપણું **ઘર** છે. ઘરમાં મા, બાપ, ભાઈઓ અને બહેનો મળીને જે નાની મંડળી થાય છે તેમાં આપણું મન પ્રથમ વિકાશ પામવા માડે છે. આપણી મનોવૃત્તિઓનું બીજારોપણ પ્રથમ ત્યાંજ થાય છે; અને જે ચાલથી આપણી આખી જીંદગી પર અસર થાય છે તે ચાલની શરૂઆત પણ પ્રથમ ત્યાંજ થાય છે.

૨. ઘર એ શબ્દ સાંભળતાંજ આપણને એક પ્રકારનો આનંદ થાય છે. તમે રસ્તે ચાલતા હો ત્યારે જે લોક તમારી પાસે થઇને જતા હોય છે તે તમારી

તરફ જોતા નથી અને તમે કોણ છો અને ક્યાં જાઓછો એ જાણુવાની પરવા રાખતા નથી. પરંતુ તમે તમારા ઘરના બારણામાં પેસો કે તર્તજ તમને તમારા નામથી બોલાવવામાં આવે છે અને તમે ક્યાં ગયા હતા એ તમને પૂછવામાં આવે છે. ઘરમાં તમારે માટે જમવાનું તૈયાર કરવાની તજવીજ ચાલતી હોય છે અને કેટલાક તો તમારી ગેરહાજરીમાં તમારો વિચાર કરતાંજ બેઠાં હોય છે. આ પ્રમાણે તમારે માટે કાળજી રાખતાં માણસોમાં તમે નિર્ભયપણે રહો છો.

૩. જે પ્રમાણે માએ બાળકપર પ્રીતિ રાખવી એ સ્વાભાવિક છે તે પ્રમાણે એક કુટુંબના માણસોએ એક બીજાપર પ્રીતિ રાખવી એ પણ સ્વાભાવિક છે. તેઓ બધાં એકજ ઘરમાં રહેછે અને એકજ છાપરા નીચે સુવે છે. તેઓમાંના એકને સુખ થાય છે તો બધા ખુશી થાય છે; એકને દુઃખ થાય છે અથવા એક માંદુ પડે છે તો બધાં દિલગીર થાય છે. આ પ્રમાણે એક બીજાના સુખદુઃખમાં ભાગ હોવાથી તેઓ એક બીજાને વહાલાં લાગે છે. કદી તમે એકલા રહી શકો તોપણ તમે એકલા રહી સુખી થઈ શકો નહીં. તમને દરરોજ જે આનંદ થાય છે તે શાથી થાય છે તેનો વિચાર કરો. બધાંએ એક બીજા સાથે બેસવું, વાતો કરવી, ખાવું, પીવું, હરવું ફરવું અને રમવું એમાંજ સર્વ આનંદ રહેલો છે. જે બાળક એકલું હોય છે તે બીજાં બાળકોને એમ કહેતું માલમ પડે

છે કે " અહીં આવો, આપણે રમીએ, " " આવો આપણે વાતો કરીએ, " " આવો, મારી પાસે બેસો." આપણને બધાંને સહવાસ ગમે છે.

૪. તો પણ કોઈ કોઇ વાર, ઘરમાં અનિષ્ટ વાતો દાખલ થાય છે અને કુટુંબના સંપ તથા સુખમાં બિગાડ કરે છે. પેલા ઝાડ તરફ એક સુંદર ઘર દે ખાય છે તેની સામે નજર કરો. ત્યાં પક્ષીઓ મધુર અવાજ કરી રહ્યાં છે અને પોતાનાં બચ્ચાંને ચારો ખવરાવતાં જણાય છે. એ ઘરનાં છોકરાં સદા સુખી હોવાં જોઇએ. પણ એ ઘરમાં **સ્વાર્થરૂપી** રાક્ષસ દાખલ થયો છે અને તેની સાથે તેના જેવો કદરૂપો તેનો પરિવાર પણ દાખલ થયો છે, તેથી કરીને એ ઘરનું સર્વ સુખ જતું રહ્યું છે.

૫. આ પરિવારમાંના એકનું નામ **આળસ** છે. હમણાંજ તેણે પોતાનું રૂપ દેખાડવા માંડ્યું છે. એ ઘરનાં છોકરાં આળસુ હોવાને લીધે સવારમાં મોડાં ઉઠયાં છે. તેમની આળસ કામ કરવા પૂરતી છે. ખાવા પીવામાં તેમને આળસ લાગતી નથી. ઘરના કામમાં પોતાની માને મદદ કરવાની તેઓ ના પાડે છે. પોતાનો પાઠ તૈયાર કરવાને તેઓ ના પાડે છે. બગાસાં ખાતાં તેઓ આમ તેમ નકામાં ભટકતાં ફરે છે. આળસરૂપી આ દુષ્ટ રાક્ષસને દૂર કરી કામે લાગવાનો એકાદ જણ પ્રયત્ન કરે છે ત્યારે બીજાં આળસુ બાળક વચમાં પડી તેને નડતર કરે છે.

૬. ત્યારપછી સ્વાર્થરૂપી રાક્ષસનું બીજું બાળક જેનું નામ **ખરાબ સ્વભાવ**છે, તે એ ઘરમાં દાખલ થયું છે; અને તેથી તે ઘરનાં છોકરાં આપસ આપસમાં કજીયા કરવા લાગ્યાં છે. પેલી સામેની બારી ઉઘાડી છે તે તરફ જુઓ અને છોકરાં ગુસ્સામાં મોટો સાદ કાઢી બોલે છે તે સાંભળો. "એમ કરીશ નહીં." "જા જા કરીશ, તારે શું છે." "જોઉં તો ખરો કેવો કરૂં છું" એક નાનું બાળક કહે છે, "હું મારી ચિત્રપોથી તને આપીશ નહીં." તેના કરતાં એક મોટો છોકરો જવાબદે છે, "હું તો તે લઈ લેવાનો." પછી તે મોટા છોકરાની મદદે **જુલમ** નામનો રાક્ષસ આવે છે તેથી તે મોટો છોકરો પોતાની નાની બહેનને એક મુકકી મારે છે, તેના હાથમાંથી ચોપડી ખુંચાવી લે છે અને ખુંચાવી લેવાની ખેંચતાણમાં તેનાં પાન ફાડી નાખે છે. તે બિચારી નાની બાળકી ડસકે ડસકે રડે છે, તેથી શું થયું છે તે જોવાને તેની મા ત્યાં આવી પહોંચે છે. ડસકા ખાતી ખાતી તે બાળકી માને કહે છે, "એણે મારૂં પુસ્તક ખુંચાવી લીધું અને ફાડી નાંખ્યું." મા પણ કંઈ ડહાપણવાળી નહોતી. તેણે તે બાળકીને કહ્યું. "ઠીક ફાડવા દે. એના બાપા ઘરમાં આવશે એટલે મારીને એનું ચામડું ફાડી નાખશે." આ સાંભળીને મોટો છોકરો એકદમ મોટેથી બોલી ઉઠે છે: "મેં એની ચોપડી નથી ફાડી; એણે પોતાને હાથે ફાડી છે." એ છોકરો આ પ્રમાણે બોલે છે તેનું કારણ એ છે કે સ્વાર્થરૂપી

રાક્ષસનાં બીજાં બે ઘણાં નાદાન છોકરાં જેમનાં નામ **અસત્ય** અને **ડરકુણપણું** છે તે પણ એ ઘરમાં હવે બીજાંની મદદે આવી પહોંચ્યાં છે.

૭. આવાજ પ્રકારની બીજી ગણી તરેહની અનિષ્ટ ટેવો અને સ્વભાવ સ્વાર્થને લીધે ઘરમાં દાખલ થાય છે. ઉદાહરણ તરીકે જમતી વખતે આગળ આવનારૂં **લાલચુપણું**; પોતાને બધું મળે અને બીજાને કશું નહીં એવી ઇચ્છા રાખનારો **લોભ**; પોતાના મનમાં આવેલી વાત સારી છે કે નઠારી એનો વિચાર ન કરતાં પોતાના વિચાર પ્રમાણે ચાલનારી **હઠ**; જેણે આપણું બગાડયું હોય તેનું બગાડવાની ઇચ્છા રાખનાર અને એથી કરીને દુનિયામાં નઠારાનો વધારો કરનાર **વેર**. આ બધી ટેવો ચેપી રોગ જેવી છે; ઘરના એક છોકરામાં તે દાખલ થાય છે એટલે બીજાઓમાં પણ દાખલ થાય છે અને તેથી કોઈ કોઈવાર ઘરનાં બધાં છોકરાં ખરાબ સ્વભાવનાં થાય છે. વળી આ ખરાબ ટેવો સવેળા દૂર કરવામાં ન આવે તો દિવસે દિવસે વધતી જાય છે; અને જેમ કીડો કોઈ ફુલ અગર ફળને અંદરથી તદ્દન ફોલી ખાય છે તેમ, આપણા અંતઃકરણને ફોલી ખાઈ આપણામાં સારા સ્વભાવનું નામ નિશાન પણ રહેવા દેતી નથી.

હવે પેલા રમણિય ઘરમાં સ્વાર્થ રૂપી રાક્ષર દાખલ થયો છે તેને બહાર કાઢી મૂકો અને તેમાં

પ્રીતિરૂપી આનંદી દેવદૂતને દાખલ કરો, એમ કરશો એટલે જેમ સૂર્યના પ્રકાશથી બહારની સૃષ્ટિને શોભા મળે છે તેમ પ્રીતિરૂપી સૂર્યના પ્રકાશથી તે ઘરને પણ શોભા મળશે.

પ્રશ્નઃ—૧. દુનિયાના કયા ભાગમાં બાળક પહેલ વહેલું રહે છે? તેની પહેલી મંડળીમાં કોણ હોય છે? ત્યાં શું થાય છે? ૨. કયો શબ્દ સાંભળવાથી આપણને આનંદ થાય છે? રસ્તે ચાલતા લોકો તમારી સાથે શી રીતે વર્તે છે? ઘરમાં તમે નિર્ભયપણે કેમ રહો છો? ૩. ઘરનાં માણસો એક બીજાને વહાલાં કેમ લાગે છે? ઘરમાં દરરોજ શાથી આનંદ લાગે છે? બધાને શું ગમે છે? ૪. ઘરમાં કોઇ કોઇ વાર શું દાખલ થાય છે? તેથી શું થાય છે? તેમાંના મુખ્ય નામ આપો? તેની સાથે શું આવે છે? ૫. એ પરિવારમાંના પહેલાંનું નામ આપો? તે શી રીતે દેખા દે છે? ૬. બીજાનું નામ શું? તેના આવવાથી શું થાય છે? તેની મદદે કોણ આવે છે? ૭ કઈ ખરાબ ટેવ જમતી વખતે જણાય છે? લોભ શી ઇચ્છા રાખે છે? હઠ શું કરે છે? વેર શું કરે છે? આ બધી ખરાબ ટેવો ચેપી રોગ જેવી કેમ છે? તે સવેળા દૂર કરવામાં ન આવે તો શું થાય? સ્વાર્થ અને તેના પરિવારની જગોએ કોને દાખલ કરવો જોઇએ? એમ કર્યાથી શું થશે?

---

## ૪. ઘર અને પ્રીતિ—ચાલુ.

૧. પ્રીતિનું પહેલું ફળ એ છે કે બીજાને ઉપયોગી થવાની ઇચ્છા આપણા મનમાં જાગૃત થાય છે. આ ઇચ્છા ઉત્પન્ન થઇ એટલે કુટુંબના માણસો પ્રભાતમાં વહેલાં ઉઠી પોત પોતાને કામે લાગે છે;

અને એ પ્રમાણે દરરોજ થવા માંડયું એટલે ઉદ્યોગીપણાનો અતિ ઉત્તમ ગુણ તેમનામાં આવે છે. મોટાં છોકરાં પોતાનો દરરોજનો પાઠ તથા ઘરનું કામ કરી, નાનાં છોકરાંની સાથે તેમની રમત ગમ્મતમાં ભાગ લે છે. બધાં મદમાખીઓની પેઠે પોત પોતાનાં કામ ઉદ્યોગથી કરે છે અને ઘરરૂપી મધપુડામાં થતી ગુણ ગુણ, ઘર બહાર કિલકિલાટ કરતાં પક્ષીઓના અવાજ જેવી મધુર લાગે છે. મધપુડામાં નાનામાં નાની માખો પણ મધ પોતે ખાઈ જવાના કરતાં બીજી મોટી માખોને માટે એકઠું કરી રાખવામાં વધારે આનંદ માને છે; કારણ કે તેમને મધ ખાવાના કરતાં, મધપુડામાં બીજી માખો સાથે રહેલાનું વધારે મીઠું લાગે છે.

૨. એક દહાડો ચાર વર્ષની એક નાની બાળકીને કોઈ સ્નેહીએ પોતાને ઘેર રમવા આવવા કહ્યું. તે બાળકીએ ઘણી ગંભીરતાથી ઉત્તર દીધો; "ના ભાઈ હું તો નહીં આવું. હું મારા ઘરમાં ન હોઉં તો બાપા બહારથી ઘેર આવે અને હાથ પગ ધુવે ત્યારે તેમને હાથ પગ લોહવાનો રૂમાલ કોણ લાવી આપે?" "તું ઘરમાં નહીં હોઉં તો એક દહાડો તારા બાપા પોતાના હાથે રૂમાલ લેશે તેમાં કંઈ તેમને ખોટું લાગશે નહીં" એમ તે સ્નેહીએ કહ્યું પણ આથી તે બાળકીનુ મન પૂર્યું નહીં. પોતે એક દિવસ મજા ભોગવી આવે તેના કરતાં પોતાના

પ્રિય પિતાને ઉપયોગી થવાનું તેણે વધારે પસંદ કર્યું.

૩. બીજી એક બાળકી એક દહાડો સવારમાં રોટલો અને દૂધ ખાતી હતી; એટલામાં તેના મનમાં એમ આવ્યું કે મારા ભાઈએ નવી ચિત્રપોથી આણી છે તેમાંથી ચિત્રો જોઉં. ખાઈ રહેતા સુધી વાટ જોવાને બદલે તે તર્ત જ ઉઠી અને ચોપડી લઈ આવી પોતાની પાસે મૂકી ખાતી ખાતી જોવા લાગી. થોડી વારમાં દૂધના વાડકાને જરા જોરથી હાથ લાગવાથી તે ઉંધો થઈ ગયો, અને દૂધ ઢોળાયું તેથી ચોપડી પલળી ગઈ.

૪. "ભાઈ! મેં આ શું કર્યું!" આમ બોલતી તે પાસેના ઓરડામાં પોતાના ભાઈ પાસે ચોપડી લઈને દોડી ગઈ; અને તેને ચોપડી બતાવી કહ્યું, "મેં તારી સુંદર ચિત્રપોથી બગાડી તેથી મારા મનમાં ઘણું દુઃખ થાય છે." પોતાની પ્રિય પોથી ખરાબ થયેલી જોઈને ભાઇને ઘણું ખોટું લાગ્યું અને કદાચ પોતાની બહેનને ગુસ્સામાં તેણે લપડાક પણ મારી હોત. પણ જ્યારે તેણે તેની આંખમાંથી આંસુ ઢળકતાં જોયાં અને તેના મ્હોંપરથી તેના મનમાં પસ્તાવો થતો હોવાનું જાણ્યું ત્યારે તેનાથી તેનાપર હાથ ઉપાડાયો નહીં. તેનાં આંસુ લોહી નાખી નરમાશ અને પ્રીતિથી તેણે તેને કહ્યું, "બહેન કંઈ ફિકર નહીં. એવી ભૂલો ઘણીવાર થાય છે. પણ હવેથી કાળજી રાખીને ચાલજે એટલે થયું."

૫. તમે એમ ધારો છો કે ત્યાર પછી તે બાળકી કાળજી રાખીને ચાલી નહીં હોય? ના, ના, તે તો કાળજી રાખીનેજ ચાલવા લાગી. "બહેન કંઈ ફિકર નહીં" એ શબ્દોથી પોતાના કૃત્ય માટે તેના મનમાં જેટલો પસ્તાવો થયો તેટલો તેના ભાઇએ તેને ઠપકો દીધો હોત અથવા મારી હોત તો તેથી થાત નહીં. ત્યાર પછી પોતાના ભાઈની ચોપડીઓ તે ઘણી સાચવવા લાગી. મમતા ભરેલાં વચનથી અને માયાળુપણાથી માણસના મનમાં જેટલી અસર થાય છે તેટલી ગુસ્સાના શબ્દોથી અથવા શિક્ષા તરિકે મારેલા મારથી થતી નથી; અને આ તત્વ જેટલું નાની બાબતોમાં ખરૂં પડે છે તેટલું મોટી બાબતોમાં પણ પડે છે.

૬. જ્યારે આપણે એક બીજાપર પ્રીતિ રાખતા હોઇએ છીએ અને જેટલી કાળજી પોતાની જાત માટે લેતા હોઇએ તેટલી બીજાઓને માટે લઈએ છીએ ત્યારે આપણા અંતઃકરણમાંથી સર્વ દુષ્ટ વાસના અને ગુસ્સો જતો રહે છે. જો તમારૂં મન અને હાથ કંઈ ઉપયોગી કામ કરવામાં રોકાયા હોય તો દુષ્ટ સ્વભાવ અને ગુસ્સો તમારી અથવા તમારી પાસેના લોકો પાસે આવશે એમ તમારે બિલકુલ ધારવું નહીં. જો તમે શરમાવા જેવું કંઈ કામ નહીં કરો તો તમારે કોઈનાથી બ્હીવાનો અથવા જુઠું બોલવાનો પ્રસંગજ આવશે નહીં. જો તમે એક બીજા સાથે સ્નેહભાવથી

વર્તશો તો જબરાએ નબળાપર જુલમ કરવાનો વખતજ આવશે નહીં. તમારામાંના કોઇને કંઈ સારી વસ્તુ મળે તેથી બીજા ખુશી થાય તો દુનિયામાં લાલચ, લોભ અને હઠ રહેશેજ નહીં. તમારામાંના કોઈથી કંઈ ખોટું કૃત્ય અથવા ભૂલ થાય તો દયા, સહનશીલતા અને ક્ષમા એ ત્રણ સદ્‌ગુણ બતાવવા એટલે તેનું પરિણામ સારૂં થશે.

૭. અંગ્રેજીમાં એક કહેણી છે કે "પ્રીતિ એટલે કાયદેસર ચાલવું તે." એ કહેણી ખરી છે, કારણ કે આપણા હક્ક માટે અને હિત માટે આપણે જેટલી કાળજી લઈએ છીએ તેટલી બીજાઓના હક્ક માટે અને હિત માટે લઈએ તો દુનિયામાં નિર્દયતા, ચોરી, ઠગાઈ, જુલમ અથવા એવા પ્રકારના બીજા ગુન્હા થાયજ નહીં. દુનિયામાં જે મોટી મોટી વસ્તુઓ છે તે બધી શરૂઆતમાં નાની નાની વસ્તુઓથી થયેલી છે, તેજ પ્રમાણે મનુષ્યમાં જે સદ્‌વાસનાને લીધે દુનિયા સલાહ સંપથી ચાલે છે અને જુદા જુદા દેશ એક બીજા સાથે સારો સંબંધ રાખી સુખી થાય છે તે સદ્‌વાસનાનું બીજ ઘરમાં એક બીજા સાથે પ્રીતિથી ચાલવાથી રોપાય છે.

**પ્રશ્નઃ—૧. પ્રીતિનું પહેલું ફળ શું છે? તેનું નામ શું? ઘરમાં ઉદ્યોગપણું શી રીતે જણાય છે? ૨. ચાર વર્ષની એક નાની બાળકીને શું કહેવામાં આવ્યું હતું? તેણે શો ઉત્તર આપ્યો હતો? તેને શું વધારે પ્રસંદ હતું? ૩. બીજી એક**

છોડીએ ચિત્રપોથી જોવા લીધી હતી તેનું શું થયું? ૪. તેના ભાઇને પહેલાં કેવું લાગ્યું? તેનું મન શાથી બદલાયું? તેણે પોતાની બહેનને શું કહ્યું? ૫. તેના કહેવાથી શી અસર થઈ? ગુસ્સાના શબ્દો કરતાં કેવા શબ્દોથી વધારે અસર થાય છે? ૬. આપણા મનમાંથી ગુસ્સો અને દુષ્ટવાસના કયારે જતાં રહે છે? દુષ્ટ સ્વભાવ અને ગુસ્સો આપણી પાસે કયારે આવતાં નથી? જુલમ કયારે દૂર થાય? ભૂલનું સારૂં પરિણામ લાવનાર ત્રણ સદ્ગુણનાં નામ આપો? ૭ અંગ્રેજીમાં પ્રીતિ વિષે શી કહેણી છે? એ ખરી છે? દુનિયામાં સલાહસંપ રહેવાનું મૂળ કારણ શું છે?

---

## ઘર અને કર્ત્તવ્ય.

૧. કુટુંબનાં માણસોએ ઘરમાં એકઠાં રેહેવાને એકલી પ્રીતિથી ચાલે નહીં; તેમને કેટલાંક કર્ત્તવ્ય પણ કરવાં પડે છે. જે કૃત્ય કરવા લાયક જાણીને આપણે કરીએ છીએ અને આપણને તે કરવાં ગમે તેવું છે કે નહીં તે તરફ જોતા નથી, તેનું નામ કર્ત્તવ્ય. રહેવાને ઘર, પહેરવાને લૂગડાં, ખાવાને અન્ન, સુવાને બિછાનું વગેરે સર્વ વસ્તુઓ દરરોજ છોકરાંને જેમ જોઇએ તેમ મળતાં જાય છે; તેથી તે શી રીતે પેદા થાય છે એ તેમના લક્ષમાં આવતું નથી અને તેઓ કદાચ એમ પણ માને છે કે આ બધી વસ્તુઓ તેમને આપોઆપ આવી મળે છે.

૨. છ વર્ષનો એક નાનો છોકરો એક વખત બડાઈ મારતો હતો કે, ‘હવે તો હું મોટો થયો છું;

મારૂં બધું કામ હું મારી મેળે કરી શકું છું; નાનાં બાળકોની પેઠે કપડાં પહેરાવવાને હવે મારે બીજા કોઈની જરૂર પડતી નથી; મારા ડગલાનાં બટન હવે હું મારી મેળે ઘાલી શકું છું અને મારી લેંઘીમાં નાડી મારે હાથે પરોવું છું. જુઓ આ શેરડીના કકડા હવે હું મારે હાથે કરૂં છું." એમ કહી તેણે શેરડી છોલવા માંડી અને તેના મોટા મોટા કકડા કરી પોતાની હોંશિયારી બતાવવા માંડી. તેના મોટાભાઇએ તેને પૂછયું. "પણ અલ્યા, તારી પાસે ડગલો, લેંઘી કે શેરડી ન હોય તો તું શું કરૂં?" તેણે જવાબ આપ્યો, "એ તો બજારમાં જઇને વેચાતાં લઇ આવું." "પણ એ વેચાતાં લેવાને પૈસા ક્યાંથી લાવું?" પૈસા બાપા પાસે માગી લઉં." "હાં ત્યારે તો તારૂ બધું કામ તું પોતે કરી શકું એમ નથી; જો બાપા તને કપડાં, ખોરાક કે પૈસા ન આપે તો તને ખાવા કે પહેરવા કંઈ મળે નહીં." આ સાંભળીને તે નાનો છોકરો બોલી ઉઠયો: "પણ બાપાને કોણ પૈસા આપેછે?" મોટાભાઇએ કહ્યું: "બાપા આખો દહાડો મહેનત કરેછે અને મહેનતના બદલામાં તેમને પૈસા મળેછે."

૪. આ પ્રમાણે વાત ચાલી રહી છે એવામાં તેમનો બાપ કામપરથી ઘેર આવ્યો. સવારથી મીલમાં કામપર ગએલો હોવાથી અને તાપ સખ્ત પડતો હોવાથી તે છેક થાકી ગયો હતો. પેલો નાનો છોકરો

બાપાની કોટે વળગી પડયો અને કહેવા લાગ્યો, "બાપા, મીલમાં તો રજ ઉડતી હોયછે અને ધુમાડો નીકળતો હોય છે અને ઘોંઘાટ થતો હોય છે અને લોકની ગર્દી હોય છે ત્યારે એવામાં આખો દહાડો કાઢવાનું તમને કેમ ગમે છે? પેલાં સામે ફુલ ઝાડ છે તેમાં દરરોજ આમતેમ ગમ્મતમાં ફરવાનું અને ઝાડને છાંયડે બેશી સારી સારી ચોપડીઓ વાંચવાનું તમને નથી ગમતું? રવિવારને દહાડે તો તમે ખુશી થઇને ચોપડીઓ વાંચો છો અને બાગમાં ફરો છો."

૫. આ સાંભળી બાપના મનમાં જરા હસવું આવ્યું. તે ખુરશી લઇને બેઠો અને પોતાના નાનકડાને ખોળામાં બેસાડી બોકી કરી બોલ્યો: "હા બેટા મીલમાં જવાના કરતાં ઘેર રહેવાનું અને પેલા ઝાડ નીચે બેશી સારી સારી ચોપડીઓ વાંચવાનું અને બાગમાં ફરવાનું મને પણ ઠીક લાગે છે. પણ કામપર ન જતાં જો હું એ પ્રમાણે દરરોજ ઘેર બેશી રહું તો મને કંઇક ચટકો મારે." "બાપા, તમને કેણુ ચટકો મારે? પેલી મધમાખી તો નહીં?" "નારે દીકરા, એનો ચટકો તો મધમાખીના ચટકા કરતાં પણ વધારે આકરો છે; કારણ કે તે મને રાત દહાડો એમ કહ્યા કરે કે, "તું ખોટું કરે છે; તું આળસુ બેશી રહે તે, ત્યારે તારી બાયડી અને છોકરાનું પોષણ શી રીતે થશે? ઉઠ, જા કામપર અને

પૈસા રળી લાવ, કે જેથી તારા કુટુંબનો નિભાવ થાય."

૬. "બાપા, આ પ્રમાણે કહેનાર કોણ છે?" "એ પ્રમાણે કહેનાર આપણો ખરો મિત્ર છે અને તેને **અંતઃકરણ** નામ આપેલું છે. તે મને જે યોગ્ય હોય તે કરવાનું કહે છે અને તેના કહેવાથી બાગમાં ફરતા ફરવાના કરતાં કામપર જવાનું મને વધારે ગમે છે. મારૂં કર્ત્તવ્ય કરવાનું મને ગમે છે તેનું એક બીજું પણ કારણ છે. જે મારાં છે તેમને માટે જરૂરની વસ્તુઓ મારે પૂરી પાડવી એ યોગ્ય છે, તેથી હું તમારે માટે કામ કરૂં છું. વળી તમારે માટે કામ કરવાથી મને આનંદ થાય છે; કારણ કે તમે બધાં મને વહાલાં છો અને તમને બધાંને સુખી જોઈ હું ખુશી થાઉં છું." આ પ્રમાણે પ્રીતિને લીધે આપણું કર્ત્તવ્ય આપણને ગમે છે.

૭. બાળકે પૂછ્યું: "બાપા તમે આ પ્રમાણે અમારે માટે કામ કરી અમારે જે જોઇએ તે હમેશ આપશો?" બાપે કહ્યું: "ના, એમ કરવાથી આખરે તમને નુકસાન થાય. તારી મા અને હું મરી જઈએ અથવા માંદાં પડીએ ત્યારે તમારે માટે કામ કરવાને અને તમારૂં પાલન પોષણ કરવાને અમે અશક્ત બનીએ. સૃષ્ટિક્રમ પ્રમાણે અમારે તમારા કરતાં ઘણું વહેલું મરવાનો સંભવ છે. તમારે જોઈતી દરેક વસ્તુ માટે હમેશ અમારાપર આધાર રાખીને

તમે બેસો તો અમારા મરણ પછી તમારી શી વલે થાય ? એટલા માટે તમારી અને બીજાંની સંભાળ લેવાનું અને તમારી આસપાસનાં માણસોને ઉપયોગી થવાનું અમે તમને શીખવીએ, એ તમારા પ્રત્યે ખરી મમતા બતાવવા બરોબર છે; અને એજ તમારા ખરા હિતની વાત છે. એથી કરીને તમે નિરાશ્રિત અને એકલાં છો એમ ધારવાને તમારે કદી વખત આવશે નહીં. ”

૮. “પશુ પક્ષી પણ પોતાનાં બચ્ચાંને પોતાની મેળે ખોરાક મેળવવાનું શીખવે છે; અને પોતાની સંભળ પોતે લેવા જેવાં તેઓ મોટાં થાય એટલે તેમનું પાલણ પોષણ કરવાનું બંધ કરે છે. પેલી બિલાડી તેના બચ્ચા ઉપર હમણાં ઘુરકતી હતી તે તેં ના સાંભળ્યું ? થોડાં અઠવાડિયાંપર તેનું બચ્ચું છેક નાનું હતું ત્યારે તે એ પ્રમાણે કરતી નહોતી. તે વખતે તો તે તેની સાથે ગેલ કરતી અને તેને ખાવાનું લાવી આપતી પણ હવે ઘુરકીને પોતાના બચ્ચાને તે એમ કહે છે કે ‘હવે તો તારૂં પાલણ પોષણ તારી મેળે કરી લેવા જેવું તું મોટું થયું છે, માટે હવે મારી પાસે તું કંઈ માગીશ નહિં !”

૯. પોતાનાં બચ્ચાંની પાંખ ઉડવા જેવી મજબૂત થાય કે તરત પક્ષી પોતાનાં બચ્ચાંને ઉડતાં શીખવવાનું શરૂ કરે છે, એ તેં નથી જોયું ? જ્યાં સુધી એ નાનાં પક્ષી ઉડી દૂર જઈ શકતાં નથી ત્યાં

ી તો મોટાં પક્ષી પહેલાંની પેઠે તેમને ચારો ત્રી ખવરાવે છે અને તેમની સંભાળ લે છે; પણ તે ટાં થાય છે અને સારી પેઠે ઉડી શકે અને પોતા- ખોરાક મેળવી શકે એવાં મજબુત થાય છે .ર" પછી તે તેમની કંઈ સંભાળ લેતાં નથી. આ માણે શરૂઆતમાં બાળક નાનાં હોય ત્યાં સુધી ની સંભાળ લેવી અને પછી તેમને પોતાની ભાળ લેવાનું શીખવવું એ માબાપનું કર્ત્તવ્ય છે.

૧૦. છોકરો આંખમાં આંસુ લાવી બોલી ઉઠયો. ણ બાપા અમે મોટા થઈશું અને કમાવવા ની- ીશું અને અમારે જે જોઈએ તે અમારી મેળે મે- ીશું ત્યારે શું તમે અમારી કાળજી નહીં રાખો?" પે કહ્યું: "એમ કેમ બને? કાળજી રાખીશુંજ. રી મા અને હું તમારા પ્રત્યે જે પ્રીતિ રાખીએ એ તે જેમ જેમ તમે મોટાં થતાં જશો અને ત- રા અને અમારા વિચાર એક થતા જશે તેમ તેમ તી જશે. પછી આપણે એક બીજા સાથે મિત્ર તરિ- વર્તીશું. જેમ માબાપ પોતાના બાળક પ્રત્યે પ્રીતિ ખે છે તેમ પશુપક્ષીઓ પણ પોતાનાં બચ્ચાં પ્રત્યે ખે છે; પરંતુ આ પ્રીતિથી જુદી એક પ્રકારની વી ઉંચી પ્રીતિ હોય છે કે જે માણસ શિવાયનાં .જા પ્રાણીઓમાં હોતી નથી, પણ માણસમાં આ- જીંદગી સુધી કાયમ રહે છે. તે પ્રીતિ બાળકો ટાં થયા પછી માબાપને અને તેમને મિત્ર તરિકે

જોડે છે; અને તેથી તેઓ એક બીજાપર વિશ્વાસ રાખે છે, એક બીજા પ્રત્યે આદરભાવથી વર્તે છે અને એક બીજાના સુખદુઃખમાં ભાગ લે છે."

૧૧. "વળી પશુપક્ષીઓને પોતાનાં બચ્ચાંની સંભાળ લેવાનું કામ જેટલું જલદી પુરૂ થાય છે તેટલું માનવી માબાપોને થતું નથી. કોઇ બિલાડીને અથવા ચકલીને પોતાનાં બચ્ચાંને પોતાનું પાલણ-પોષણ કરવાનું શીખવતાં જેટલો વખત લાગે છે અને જેટલી મહેનત પડે છે તે કરતાં માણસને પોતાના બાળકને શીખવતાં વધારે વખત લાગે છે અને વધારે મહેનત પડે છે. તમારૂં મન તેમજ તમારૂં શરીર કેળવણીથી મજબુત કરવું પડે છે. તમને ચાલતાં અને બોલતાં શીખવવું પડે છે તેમ વિચાર કરતાં પણ શીખવવું પડે છે; ખાતાં અને ઉંઘતાં શીખવવું પડે છે તેમ ઉપયોગી અને ડાહ્યાં થતાં પણ શીખવવું પડે છે; જેમ તમને બીજાઓએ મદદ કરી તેમ તમારે બીજાને શી રીતે મદદ કરવી એ પણ શીખવવું પડે છે.

૧૨. આ સાંભળી છોકરો ઘણો અચંબો પામ્યો અને બોલ્યોઃ "બાપા, મારે માટે પણ આ બધું કરવું પડશે ? હું તો એમ ધારતો હતો કે મને પાઠ વાચતાં આવડયો, હિસાબ ગણતાં આવડયા, અને લખતાં આવડયું એટલે મારૂં બધું શિક્ષણ પૂરૂં થયું." બાપે જવાબ દીધોઃ "તારી સ્લેટપર તું હિસાબ

ગણવા લાગ્યો અને તારી કૉપીબૂક લખવા લાગ્યો તે પહેલાં ઘણાં વખતથી તેં શીખવાનું શરૂ કર્યું હતું. બીજા માણસો જે કરતા હોય તે જોઈને બાળકો છેક બચપણથી તે પ્રમાણે કરવા માંડે છે. તેઓ શીખવ્યાથી જે શીખે છે તેના કરતાં દેખાદેખીથી વધારે શીખે છે; અને તેથી તેમનાં માબાપ તેમને શીખવે કે નહીં તો પણ જેવાં માબાપ હોય તેવાં છોકરાં થાય છે. એટલા માટે પોતાનાં છોકરાં સદાચારથી ચાલે અને ખરૂં હોય તેજ કરે એવી માબાપની મરજી હોય તો તેમની ફરજ છે કે તેમણે સદાચારથી ચાલવું અને જે સારૂં હોય તેજ કરવું. આવી જાતના શિક્ષણને દાખલો આપી શિક્ષણ આપવું કહે છે."

૧૩. છોકરો બોલ્યો: "બાપા તમે જે કરો તે જોઈને તે પ્રમાણે અમે ચાલીએ તો કદાચ અમારૂં જોઈને બીજા પણ તે પ્રમાણે ચાલશે; માટે જો તમે અમને સદાચારથી ચાલવાનું અને લોકોને ઉપયોગી થવાનું શીખવો તો તેથી કરીને અમારા શિવાય બીજા પુષ્કળ માણસોપર તમારો આભાર થશે." બાપે કહ્યું: "ખરૂં છે; જેમનો દુનિયામાં કંઈ ઉપયોગ નથી, જે આળસુ અને અજ્ઞાન છે, જે ખાવામાં કાળ અને ભોંયપર ભાર જેવાં છે એવાં નિરૂપયોગી માણસ જો હું દુનિયામાં વધારૂં તો મારા ઘરમાં મારા નાના કુટુંબ પ્રત્યે તથા દુનિયામાં મનુષ્યજાતરૂપી મારા મોટા કુટુંબ પ્રત્યે મેં મારૂં કર્ત્તવ્ય કર્યું નહીં એમ

કહેવાય." આ પ્રમાણે વડીલોએ છોકરાંને મદદ કરવી અને તેમને ભણાવવાં એ વડીલોપર છોકરાંનો હક્ક છે; અને સર્વ માણસોને પ્રત્યેક માબાપપર અને પ્રત્યેક છોકરાપર હક્ક છે.

પ્રશ્ન:—૧. કુટુંબનાં માણસોએ ઘરમાં એકઠાં રહેવાને પ્રીતિ શિવાય બીજું શું જરૂરનું છે? કર્ત્તવ્ય એટલે શું? બાળકોના લક્ષમાં શું નથી આવતું? ૨. એક ૭ વર્ષનો છોકરો કેવી બડાઇ મારતો હતો? તે વખતે તેણે શું કર્યું? ૩ તેના મોટા ભાઇએ તેને શી રીતે બતાવ્યું કે તે પોતાની સંભાળ પોતે લઇ શકે એવો નહોતો? ૪. એટલામાં કોણ આવી પહોંચ્યું? મીલમાં કામ કરવા કરતાં શું વધારે પસંદ કરવા લાયક તેના છોકરાએ બતાવ્યું? ૫. તે પ્રમાણે નહીં કરવાને બાપે શું કારણ બતાવ્યું? ૬. અંતઃકરણ આપણને શું કહે છે? આપણું કર્ત્તવ્ય કરવાનું આપણને મન થવાનું બીજું શું કારણ છે? ૭. માબાપે છોકરાંને માટે હમેશ શા માટે કામ નહીં કરવું? ૮. પશુ પક્ષી પોતાનાં બચ્ચાંને શું શીખવે છે? એક ઉદાહરણ આપો. ૯. બીજું ઉદાહરણ આપો. ૧૦. નાનાં છોકરાં પ્રત્યેના અને મોટાં છોકરાં પ્રત્યેના માબાપના પ્રેમમાં શો ફેર હોય છે? ૧૧. પશુ પક્ષીઓનાં બચ્ચાંની પેઠે મનુષ્ય જાતનાં બાળક શીખીને વહેલાં કેમ તૈયાર થતાં નથી? ૧૨. કયા પ્રકારનું શિક્ષણ પુસ્તકશિક્ષણ પહેલાં શરૂ થાય છે? ૧૩. સારાં માબાપ પોતાનાં બાળક શિવાય બીજા કોને ઉપયોગી થાય છે? આ કર્ત્તવ્ય કેમ છે?

---

## ૬. બાળકનું પહેલું કર્ત્તવ્ય.

૧. બાળકોને જોઇતી વસ્તુઓ પૂરી પાડવી, તે

મની સંભાળ લેવી અને તેમને ભણાવવાં એ જેમ માબાપનું કર્ત્તવ્ય છે તેમ બાળકોનું પણ શું કંઈ કર્ત્તવ્ય નથી ? છે જ. પરંતુ બાળકને દુનિયામાં આવ્યાને થોડાં વર્ષ થયાં હોવાથી દુનિયાનો એટલો થોડો અનુભવ હોય છે કે શું કરવું અને શું ન કરવું એ વિષે તેને કંઇ સમજ હોતી નથી; તેથી કરીને જેમને દુનિયામાં ઘણાં વર્ષ કાઢયાં છે અને જે ખરૂં ખોટું સમજી શકે છે એવાં વડીલ માણસો, બાળકે શી રીતે વર્તવું એ બતાવવાને તેની પાસે હોય એ બાળકના હિતની વાત છે.

૨. તેટલા માટે બાળકનું પહેલું કર્ત્તવ્ય એ છે કે તેણે પોતાના **વડીલની આજ્ઞા પાળવી**, એટલે કે તેને જે કરવાનું કહેવામાં આવે તે તેણે આનંદથી અને ખુશીથી કરવું. બાળકને ખાવાનું, રમવાનું અથવા તેને જે ગમતું હોય તે કરવાનું કહ્યું હોય ત્યારે તો તે લાગલુંજ કરવા મંડી જાય છે. પરંતુ શું કરવાથી તેનું તથા બીજાઓનું ભલું થશે એ જેઓ તેના કરતાં વધારે સારી રીતે સમજે છે તેઓ, તેને ગમે નહીં એવું કાંઇ કરવાને કહે ત્યારે પણ બાળકે હમેશ કહ્યા પ્રમાણે કરવું જોઈએ.

૩. એકાદ નાનું બાળક કદાચ કહેશે કે "મારે વાંચવાનું શીખવાની શી જરૂર છે ? મારે ચોપડીઓ વાંચી કાંઈ પંડિત થવું નથી; મારો ભમરડો ફેરવવાનું અગર મારો પતંગ ચગાવવાનું મને બહુ ગમે

છે માટે તે આવડયું એટલે થયું." આવા બાળકને ખબર હોતી નથી કે થોડાં વર્ષ વિત્યાબાદ ભમરડા કે પતંગથી તેને કંઈ આનંદ થશે નહીં, પણ રમવાનું છોડી દઈ પુસ્તકો વાંચવામાં મજા પડશે.

૪. "અક્ષર; કાના માત્ર વગેરે બરોબર કાઢતાં શીખવાની મહેનત લેવાની મારે શી જરૂર છે? મારે કંઈ લહીઓ થવું નથી." આવા બાળકને ખબર હોતી નથી કે અક્ષર, કાના અને માત્ર જ્ઞાનનો ભંડાર કેવી રીતે સાચવી રાખે છે; અને આપણે જે કરીએ છીએ, જે જોઇએ છીએ અથવા મનમાં વિચારીએ છીએ તે નાનાં નાનાં કાળાં નિશાનથી કાગળપર ઉતારી લેવાની લેખનકળા સંપૂર્ણતાએ પહોંચાડવાને હજારો વિદ્વાનોએ હજારો વર્ષ સુધી મહેનત કરી છે. જો આ વાતની તેને ખબર હોય તો, "લખવાનું કામ કેવું કઠણ અને કંટાળા ભરેલું છે" એમ કહેવાને બદલે તે એમ કહેશે કે, "લેખનકળાથી એક બીજાના વિચાર જણાવવાનું કામ કેવું સહેલું થઇ ગયું છે! આપણે ઘરથી હજાર ગાઉને છેટે હોઇએ તો પણ કાગળપર આપણા મનની વાત લખી આપણા મિત્રોને જણાવી શકીએ છીએ; તેજ પ્રમાણે તેમના મનની વાત આપણે જાણી શકીએ છીએ; વળી જે આપણી પહેલાં થઈ ગયા છે તેમના વિચાર પણ તેમનું લખેલું વાંચીને આપણે જાણી શકીએ છીએ; અને તેજ પ્રમાણે હવે પછી જે લોકો થશે તે તેમના તેમજ આપણા વિચાર જાણી શકશે."

૫. હાથે અડકી શકાય નહીં, આંખે દેખી શકાય નહીં, અને ઘડીએ ઘડીએ ભૂલી જાય એવા વિચાર, લાંબો વખત રહે અને દેખી શકાય એવા બનાવી ચોપડીઓમાં મૂકવાની કેવી વિલક્ષણ કળા નીકળી છે! ચોપડીઓથી એક જમાનાનું જ્ઞાન બીજા જમાનામાં અને એક દેશનું જ્ઞાન બીજા દેશમાં મોકલી શકાય છે. હું જો અક્ષર અને શબ્દ શીખું તો આગળના વખતના મોટા મોટા વિદ્વાનોએ ઘણી મહેનતથી જે જ્ઞાન મેળવ્યું હતું તે સર્વ જ્ઞાન હું પણ મેળવી શકું."

૬. જે માણસને લખતાં વાંચતાં આવડે છે તેને જ્ઞાનના ભંડારની કુંચી મળે છે. જ્ઞાનના નાના નાના કકડા કરી બાળકો સમજી શકે એવી રીતે તેમની વાંચનમાળાના પાઠમાં ગોઠવવામાં આવ્યા છે. બાળપણમાં તેઓ લખતાં વાંચતાં શીખશે તો તેઓને આ જ્ઞાન મળી શકશે; અને જેમ જેમ તેઓ મોટાં થતાં જશે તેમ તેમ વધારે જ્ઞાન મેળવી શકશે જેમ શરીરને માટે ખોરાકની જરૂર છે તેમ મગજને માટે જ્ઞાનની જરૂર છે. એટલા માટે મારે ખાવું નથી એમ બાળક કહે તો તે જેમ બેવકુફી ભરેલું છે તેમ મારે ભણવું નથી એમ કહે એ પણ બેવકુફી ભરેલું છે.

૭. મને સોંપેલા બાળકના કલ્યાણ માટે હું મહેનત લઉં છું એ વિચારથી શિક્ષકને પોતાનું કામ કરવામાં આનંદ થાય છે ખરો, તો પણ બાળક આ-

જ્ઞાધારક અને ભણવાને ખુશી હોય ત્યારે પણ કલાકના કલાક તેને ભણાવવા બેસવું એ ઘણી મહેનત અને ખંતનું કામ છે; વળી જ્યારે બાળક આળસુ અને શીખવાને મનવગરનું હોય છે ત્યારે તો શિક્ષકનું કામ એથી દસગણું ભારે થાય છે. તમને ભણાવવાને તમારા શિક્ષકને કેટલી મહેનત લેવી પડે છે તેનો વિચાર કરો. તેનો બદલો તો તમારાથી વાળી શકાવાનો નથી પણ તમે તેની આજ્ઞા માનો અને તેના કહેવા પ્રમાણે તમારો પાઠ તૈયાર કરી તેને ખુશી રાખો તો ઘણુંએ છે.

૮. માત્ર પાઠ શીખતી વખતે નહીં પણ આખો દહાડો બાળકનીપર દેખરેખની જરૂર પડે છે. દીવા દેવતા પાસે સંભાળ રાખ્યાવગર જવાથી અથવા લાકડાનાં ખોરીઆં લઈ ફરવાથી, બાળકોનાં લૂગડાં સળગી ઉઠયાનું અને તેઓ દાઝયાનું તમે નથી સાંભળ્યું? બાળકો તળાવ, કુવા કે ટાંકા પાસે રમતાં તેમાં પડી ગયાનું તમે નથી સાંભળ્યું? રસ્તામાં રમતાં ગાડી કે ઘોડા તળે બાળકો ચંપાઈ ગયાનું તમે નથી સાભળ્યું? વાડોમાં થતાં ઝેરી ફળ અથવા બીજી કોઈ ઝેરી વસ્તુ ખાઈ બાળકો માંદાં થયાનું અથવા મરી ગયાનું તમે નથી સાંભળ્યું? શાથી ઈજા થવાનો સંભવ છે એ બાળકોના સમજવામાં ન હોવાથી બાળકો આ પ્રમાણે પોતાની જાતને તથા બીજાઓને હજારો રીતે નુકસાન કરે છે.

૯. પોતાના વડીલ કહે તે પ્રમાણે બાળકોએ

હમેશ ચાલવું જોઈએ તેમના કહેવા પ્રમાણે શા માટે ચાલવું જોઇએ તેનું કારણ બાળકો કોઈ કોઈવાર પાછળથી સમજી શકે છે અને કોઈ કોઈવાર નથી પણ સમજતાં. તોપણ પોતાના કરતાં જેમને વધારે અનુભવ છે તેમના કહેવાપર ભરોંસો રાખી તેમની આજ્ઞા બાળકોએ પાળવી જોઈએ; તેમની આજ્ઞા વિરૂદ્ધ ચાલી તેમને કદી દુઃખ આપવું ન જોઈએ.

પ્રશ્નઃ—૧. બાળકોએ શી રીતે વર્તવું એ તેમને બતાવવાની શી જરૂર છે? ૨. બાળકનું પહેલું કર્ત્તવ્ય શું છે? જે કરવાનું બાળકને ન ગમતું હોય તો તેણે તેના વડીલના કહેવાથી શા માટે કરવું જોઇએ? ૩. બાળકે વાંચવાનું શા માટે શીખવું જોઇએ? ૪. બાળકે લખતાં શા માટે શીખવું જોઇએ? લેખનકળાના કેટલાક ફાયદા બતાવો. ૫ લેખનકળાથી શું કરી શકાય છે? ૬. ખોરાક નહીં ખાવાની પેઠે ભણવું નંહીં, એ કેમ બેવકુફી ભરેલું છે? ૭ શિક્ષકનું કામ કેમ મહેનત ભરેલું છે? શિક્ષકની મહેનતનો થોડો બદલો બાળક શી રીતે વાળી શકે? ૮. બાળકોપર દેખરેખ રાખવાની જરૂર શાથી પડે છે? ૯. કારણ ન સમજવામાં આવે તોપણ બાળકે તેના વડીલની આજ્ઞા શા માટે પાળવી જોઇએ?

---

## ૭. બાળકનું પહેલું કર્ત્તવ્ય—ચાલુ.

૧. એક બાળકે પોતાના વડીલના કહેવા પ્રમાણે તરત કર્યું તેથી તેનો જાન બચ્યો એ વિષે એક વાત હું તમને કહું છું. યૂરોપમાં પ્રશિયા દેશ છે ત્યાંની આગગાડીના એક નોકરે બે ગાડીઓ સામસામે અડ-

પથી આવતી જોઈ. ગાડીઓ સામસામી આવી અથડાય નહીં એટલા માટે એક ગાડી બીજા રસ્તાપર વાળવા સારૂ તે એકદમ દોડયો એવામાં તેણે પોતાના નાના બાળકને સડકની વચ્ચે રમતું જોયું. જો તે છોકરાને બચાવવા જાય તો એક ગાડી બીજે રસ્તે વાળવાનો વખત રહે નહીં અને તેથી બંને ગાડીઓ સામસામે આવી અથડાય અને સેંકડો માણસો કચરાઈ મરે; જો તે છોકરાને પડતો મૂકી એક ગાડી બીજે રસ્તે વાળવા જાય તો બીજી ગાડી તળે તેનું છોકરૂં કચરાઈ જાય, એવી તે વખતે તેની સ્થિતિ હતી.

૨. આ પ્રમાણે હોવાથી શું કરવું એ વિષે તે વિચાર પડયો. સેંકડો માણસોને બચાવવાનું પોતાનું મોટું કર્ત્તવ્ય છોડી છોકરાને બચાવવા જવાનું તેને યોગ્ય લાગ્યું નહીં; તેથી તેણે દોડતાં દોડતાં બૂમ પાડી પોતાના છોકરાને કહ્યું, "સુઇ જા." એ પ્રમાણે કહી ગાડી બીજે રસ્તે વાળવાની જગોએ તે ગયો અને બંને ગાડીઓ સહી સલામત જૂદે જૂદે રસ્તે કરી દીધી. પેલા છોકરાને બાપના કહેવા પ્રમાણે કરવાની ટેવ હોવાથી, સડક વચ્ચે તરત સુઈ ગયો અને તેથી તેને કંઇ પણ ઈજા કર્યા વગર તેની ઉપરથી ગાડી ચાલી ગઈ ગાડીમાં બેઠેલા ઉતારૂઓને તો કયાંથી ખબર હોય કે અમારો જીવ બચાવવાને આ ભલા માણસે પોતાના છોકરાના જીવની દરકાર કરી નથીઃ પણ એ ભલા માણસના મનમાં બીક હતી કે છોકરો

ભાગ્યે બચે. તોપણ ગાડી ગયા પછી તેણે જોયું તો છોકરાને કંઈ ઇજા થઇ નહોતી અને તેની આજ્ઞા પ્રમાણે સડક વચ્ચે તે સુતેલો હતો. પ્રશિયાના રાજાને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે તે ભલા માણસને તેણે પોતાની પાસે બોલાવ્યો અને તેને સારૂં ઇનામ આપ્યું.

૩. બાળકોને જે કામ કરવાનું ગમતું ન હોય તે કામ કરવાનું તેમને કહેવામાં આવે ત્યારે કદાચ તેમને ખોટું લાગશે. પણ એવે વખતે તેમણે યાદ કરવું જોઇએ કે આપણાં માબાપે આપણે માટે રાત દહાડો કેટલું બધું દુઃખ વેઠયું છે; આપણી બચપણની કેટલી બધી હઠ પૂરી કરી છે; આપણા મંદવાડમાં આપણી કેટલી બધી સેવા ચાકરી કરી છે; આપણને ભણાવવાને કેટલો બધો વખત ગાળ્યો છે; અને પોતાની જાતના સુખની પરવા ન કરતાં આપણા સુખને માટે કેટલાં બધાં કષ્ટ વેઠયાં છે.

૪. માબાપ કહે તેટલું કરે એટલાથી બાળકનું કર્ત્તવ્ય પૂરૂં થતું નથી. કુટુંબના સુખને માટે તથા હિતને માટે માબાપ જે નિયમ કરે તે પણ બાળકે પાળવા જોઇએ. ઘરનાં બીજાં માણસના સુખ તરફ લક્ષ ન આપતાં દરેક બાળકે પોતાની મરજી પ્રમાણે વર્તે તો ઘરની કેવી દશા થાય તેનો તમે વિચાર કર્યો છે? એક જણ સમીસાંજે સુવાનું પસંદ કરે તો બીજો રાતના બાર વાગતા સુધી જાગતો બેશી

રહેવાનું પસંદ કરે; એક જણ વહેલો ઉઠવાનું પસંદ કરે તો બીજો દશ વાગતા સુધી સુઈ રહેવાનું પસંદ કરે; એક જણ જમવાની વખતે જમવા આવે નહીં અને બીજો આખો દહાડો ખા ખા કરે; એક નહાયા વગર ખાય નહીં અને બીજો જમતા પહેલાં હાથ પગ પણ ધુવે નહીં; એક જણ આખો દહાડો ધાંધળ મચાવી રમ્યા કરે ત્યારે બીજા કહે કે હું વાંચું ત્યારે કોઇએ ગડબડ કરવી નહીં.

૫. આ પ્રમાણે થવાથી બાળકો એકબીજા સાથે તકરાર કરે અને એવી ધાંધળ મચાવી મૂકે કે ઘરમાં સુખ કે શાન્તિ રહેજ નહીં. પરન્તુ તેમને માટે તેમનાં માબાપે કરેલા નિયમ પ્રમાણે તેઓ ચાલે તો તકરાર થવાનો પ્રસંગ આવે નહીં અને બધાં સુખી થાય. માબાપે સુવાનો, જમવાનો, રમવાનો અને કામ કરવાનો વખત ઠરાવી આપી તે પ્રમાણે ચાલવા બાળકોને ફરમાવવું જોઇએ. વળી નહાવું ધોવું કે નહીં એ બાળકોની મરજી ઉપર ન રાખતાં, તે વિષે પણ નિયમ કરી બાળકોને સ્વચ્છ અને સુગડ રહેવાની ફરજ પાડવી જોઇએ. નિયમ પ્રમાણે ચલાવાથી નિયમ પ્રમાણે ચાલવાની આપણને ટેવ પડી જાય છે; અને નિયમ છે કે નહીં તે જાણ્યા વગર તથા તેનો વિચાર કર્યા વગર આપણે નિયમ પ્રમાણે ચાલી શકીએ છીએ.

૬. માત્ર બાળકોએ એકલાંજ આજ્ઞા પાળવા-

ની છે એમ કંઇ નથી. પલટણના સિપાઇઓ અને વહાણના ખલાસીઓ, પોતાના ઉપરીની આજ્ઞાનું કારણ સમજે ત્યાં સુધી તેની આજ્ઞા પાળે નહીં તો કેટલો બધો ઘોટાળો અને કેટલું બધું નુકસાન થાય! દરેક માણસ એમ કહે કે મારા દેશનો કાયદો મેં બનાવ્યો નથી તેથી તે હું નહીં પાળું તો કેટલો બધો અનર્થ થાય! બાળકો બચપણમાં પોતાનાં માબાપ કે શિક્ષકની આજ્ઞા પાળતાં શીખે તેથી મોટાં થયે પોતાના દેશનો કાયદો પાળતાં શીખવાનું બીજ રોપાય છે. કાયદા શિવાય નાનામાં નાના ઘરમાં કે મોટામાં મોટા રાજ્યમાં સુખથી રહી શકાય નહીં, કારણ કે તે વગર કોઈ ઠેકાણે વ્યવસ્થા કે શાન્તિ રહે નહીં.

પ્રશ્નઃ—૧. પ્રશિયાની આગગાડીના નોકરની વાતપરથી શું શીખવાનું છે? એ નોકર કેવા ગુંચવણમાં આવી પડયો હતો? ૨. તેણે શું કર્યું? તેના છોકરાએ તેની આજ્ઞા માની? તેથી શું થયું? ૩. બાળકોને અણગમતું કામ કરવાનું કહેવામાં આવે ત્યારે તેમણે શો વિચાર કરવો જોઇએ? ૪. જે ઘરમાં કંઇ નિયમ કર્યા ન હોય તે ઘરની કેવી સ્થિતિ થાય? ૫. તેનું પરિણામ શું થાય? નિયમ પ્રમાણે ચાલવાથી બાળકો સુખી થાય છે? ૬. બાળકો શિવાય બીજા કોણે આજ્ઞા પાળવી પડે છે? બાળક માબાપની આજ્ઞા પાળતાં શીખે તેથી શાનું બીજ રોપાય છે?

---

## ૮. બાળપણ.

૧. બાળકો કદાચ એમ કહેશે કે, "અમે ઘણાં

ઉપયોગી થઈ પડીએ એટલું બધું અમારામાં જ્ઞાન નથી, માટે અમારો વખત અમે ગમે તે રીતે ગાળીએ તેથી કંઇ નુકસાન નથી." પણ એક રીતે જોતાં, મોટી ઉમ્મરે પહોંચેલા માણુસ કરતાં નાનાં બાળકને વખત વધારે કિમતી છે, કોઈ સુથાર અથવા કડીઓ, પોતાનાં હુથીઆર પાસે રાખ્યા વગર, કામે જાય તો તેનાથી શું કામ થઈ શકશે ! આગળ પર તમારે જે કામ કરવાનું છે તેને માટે હુથીઆર તૈયાર કરી રાખવાનો વખત તમારૂં બાળપણ છે.

૨. સારી ટેવ, સદાચાર અને વિદ્યા એ તમારે મોટપણુમાં કામ કરવા માટે તૈયાર કરી રાખવાનાં હુથીઆર છે: કોઇ માણુસ દુનિયામાં નકામો દેખાતો હોય તો તેને માટે લોકો કોઇ કોઈવાર એમ કહેછે કે, "અરે બિચારો! કામ કરવાની એને ટેવ પડી નથી; કામ કરવાનું એ શીખ્યો નથી; હુવે એને કામ શી રીતે શીખવાડી શકાય ?" આનો અર્થ એ છે કે તે નાનો હુતો ત્યારે એવો આળસુ હુતો કે કંઈ શીખ્યો નહીં અને તેથી હુવે નકામો થઈ પડયો છે.

૩. આળસુ છોકરો કંઈ છાનોમાનો અમથો બેસી રહેતો નથી. તમે આળસુ બેશી રહો એટલે કંઈ તોફાન કરવાને તમારા હાથ સરવળશે. તમારા બાગમાં સારાં સારાં ફળ અને ફુલનાં ઝાડ રોપો નહીં તો તેમાં નકામાં ઝાડવાં ઉગી નીકળશે. તમારો વખત સારા કામ કરવામાં નહીં ગાળો તો આળસ

તમને નઠારે રસ્તે દોરશે અને તમારી પાસે નઠારાં કૃત્ય કરાવશે. જે બાળક આળસુ હોય છે તે ઘરમાં તોફાન કરી બધાંને ત્રાસ આપે છે; જે બાળક આળસુ હોય છે તે ઘરમાં સરસામાન બગાડે છે; જે બાળક આળસુ હોય છે તે જીવ જંતુને પીડા કરે છે; જે બાળક આળસુ હોય છે તે પોતાનાથી નાનાં બાળકને મારે છે, તેમની ચોપડીઓ ફાડે છે, અને તેમની કલમો ભાગે છે.

૪. મોટપણમાં પોતાનું કામ કરી શકવાને બાળકોએ **ભણવું** જોઇએ અને **લેખન, વાંચન** અને **ગણિત** શીખી લેવું જોઇએ; બાળપણ એ ભણવાનો વખત છે. બાળપણમાં વિદ્યા સહેલાઇથી મેળવાય છે. ઇતિહાસ, ભૂગોળ, આંક વગેરે બાળક જલદી મોંઢે કરી શકે છે. તેના કુમળા હાથથી તે કલમ બરોબર પકડી શકે છે અને સારા અક્ષર કાઢી શકે છે.

૫. પણ તમારે એમ ન સમજવું કે પાઠ મોંઢે કરી ગયા એટલે થયું. તેનો ઉપયોગ કરવાનું તમારે જાણવું જોઇએ. પોપટ પણ શીખવેલું મોંઢેથી બોલી શકે છે પણ તેથી તેનામાં શો સુધારો થયો ? શીખેલાનો ઉપયોગ કરતાં તેને આવડતું નથી ઘણાં બાળક પાઠ કડકડાટ મોંઢે બોલી જાય છે પણ માત્ર એટલાથી તેમને કંઈ જ્ઞાન મળતું નથી.

૬. હીરાલાલ કરીને એક છોકરો હતો. તેના કાકાએ તેને સુન્દર રંગની પેટી ઇનામ તરીકે આપી

હતી. એ પેટી હીરાલાલને બહુ ગમતી. વારંવાર પેટી હાથમાં લઇ તે જોયા કરતો. પેટીમાંથી રંગની ચકતીઓ તે દરરોજ બહાર કાઢતો, હારબંધ ગોઠવતો અને ગણીને પાછી પેટીમાં મૂકી દેતો; તેના મનમાં કદી એમ ન આવ્યું કે આ રંગની પેટીનો ઉપયોગ કરી હું ચિત્ર કાઢતાં શીખું. થોડા વખત પછી પેટીમાંથી રંગની ચકતીઓ કાઢી ગણી જોવાનો તેને કંટાળો આવ્યો તેથી તેણે પેટી કબાટપર પડી રહેવા દીધી. તેનાપર ધુળ લાગવાથી આખરે તે ખરાબ થઈ ગઈ. અને જ્યારે હીરાલાલ મોટો થયો ત્યારે તેનાં બાળપણનાં બીજાં રમકડાંની સાથે એ પેટી પણ ફેંકી દેવી પડી.

૭. રાવજી નામનો એક બીજો છોકરો હતો. તેને કોઈએ રંગની પેટી ઈનામ તરીકે આપી નહોતી. પરંતુ ચિત્ર કાઢતાં શીખવાની તેને એટલી બધી હોંશ હતી કે ખાવાનું લેવાને તેનો બાપ તેને દરરોજ પૈસો આપતો, તે પૈસા ઘણા દિવસ સુધી એકઠા કરી તેણે રંગની એક પેટી ખરીદ કરી; અને તે વડે ઝાડ, ઘોડો, વહાણ, વગેરેનાં ચિત્ર કાઢવા માંડયાં. ધીમે ધીમે તે ચિતરવાના કામમાં એવો હોંશિયાર થયો કે તે ઉત્તમ ચિતારો થશે માટે તેને આગળ અભ્યાસ કરાવવો એમ તેના બાપના મિત્રો કહેવા લાગ્યા.

૮. હવે આ બે છોકરાઓમાં સારો છોકરો કયો? જેની પાસે રંગની પેટી છતાં જેણે તેનો કદી ઉપ-

યોગ કર્યો નહિ તે, કે જેને રંગની પેટી મળી તે પહેલાં તેને ઉપયોગ કરવાની જે ઇચ્છા રાખતો હતો તે? બાળકો બાળપણામાં જે શીખે છે તેના સંબંધમાં પણ આ પ્રમાણે સમજવું. તેમનું શીખેલું હીરાલાલની રંગની પેટીની પેઠે નકામું ગણી એક બાજુએ મૂકવામાં આવે છે; અથવા તો તેમની જીંદગી સુધી તેમને ઉપયોગી થઈ મદદ કરે છે.

પ્રશ્નઃ—૧. કયી રીતે મોટા માણસ કરતાં બાળકને વખત વધારે કિમતી છે? બાળકે શાં શાં હથીઆર મેળવવાં જોઇએ? ૨. કોઈ માણસને કામ કરવાની ટેવ નથી એમ કહેવાનો અર્થ શું? ૩. આળસથી શું થાય છે? આળસુ બાળક કેવું નુકશાન કરે છે? ૪. મોટપણમાં કામ કરી શકવાને બાળપણમાં આપણે શું કરવું જોઇએ? વિદ્યા ભણવાને બાળપણનો વખત કેમ સારો છે? ૫ પાઠ મોંઢે કરી ગયા કરતાં શું વધારે સારૂં છે? ૬. હીરાલાલે રંગની પેટીનો શો ઉપયોગ કર્યો? ૭. રાવજીએ શું કર્યું? ૮. બાળક જે શીખ્યું હોય તેના સંબંધમાં, હીરાલાલ અને રાવજીની વાત સરખાવો.

---

## ૯. બાળપણુ—ચાલુ.

૧. જે કળાઓથી આપણા આયુષ્યના દિવસ વધારે આનંદમાં અને આરામમાં જાય છે તે કળાઓ શીખવાની શરૂઆત કરવાનો વખત પણ આપણું બાળપણુ છે; આ કળાઓ **ગાયન, ચિત્રકળા** અને **રંગકળા** છે.

૨. આપણે જે બોલીએ છીએ તે કાગળપર

બતાવવાની જે પ્રમાણે એક ચમત્કારીક લેખનકળા છે, તેજ પ્રમાણે ગાયનમાં ઉંચા નીચા સુર કાગળ-પર બતાવવાની એક પ્રકારની લેખનકળા છે. જેવો રાગ એક માણુસ કાઢી શકે તેવો રાગ બીંદુ રેખા વગેરે સંજ્ઞાઓથી બીજાને કાઢતાં શીખવી શકાય છે. વાંચનથી કેટલો બધો આનંદ થાય છે તે જાણુતા પહેલાં જેમ બાળક વાંચવાનું શીખે છે, તેમ ખરૂં ગાયન શું છે અને તેની ખુબી કેવી હોય છે, એ જાણુતા પહેલાં બાળકે ગાયનની લેખનકળા વાંચતાં શીખવું જોઇએ.

૩. ચિત્રકળાનું પણ એજ પ્રમાણે સમજવું. ચિત્ર કાઢવાનું બાળપણમાં તમે શીખવા માંડો તો ઘણે વર્ષે રાજા રવિવર્મા જેવા પ્રખ્યાત ચિતારાના ચિત્રની ખૂબી સમજી શકો. હજારમાંથી એકાદ જણ ગાયન કે ચિત્રકળામાં નામ કાઢે એવો નિકળે છે, તોપણ વાજીંત્રમાંથી અથવા મ્હોંમાંથી મધુર સ્વર કાઢવાનું જાણવું, કાગળપર ચિત્ર કાઢવાનું જાણવું અથવા કોઇપણ પ્રકારની એકાદી મનોરંજક વસ્તુ તૈયાર કરતાં આવડવી, એ બીજાઓને ખુશી કરવાનાં અને આપણી ફુરસદનો વખત આનંદમાં કાઢવાનાં સારાં સાધન છે.

૪. બાળકો, આખો દહાડો રમવાથી તમને સુખ મળવાનું નથી. લોકોને ઉપયોગી થાય એવાં કામ કરવામાં અથવા તમે મોટા થાઓ ત્યારે જેથી

તમે લોકોને વધારે ઉપયોગી થઈ પડો એવાં કામ કરવામાં તમારો વખત ગાળવાથી તમને ખરૂં સુખ મળશે.

૫. તમારા દિવસ કિમતી ચીજો ભરી રાખવાના દાબડા છે એમ સમજો. તમારાપર જેઓ પ્રીતિ રાખે છે તેમણે તેમાં ઘણી કિમતી અને મીઠી ચીજો મૂકી છે. હવે તમે પણ તેમાં તેવીજ ચીજો મૂકવાનું ધ્યાનમાં રાખો. ખાસ કરીને જ્ઞાન અને ઉપયોગીપણાનાં પુષ્કળ બીજ તમે તેમાં મૂકજો. એ બીજમાંથી આગળ જતાં મજબૂત અને સારાં ઝાડ થશે. તમારા દિવસરૂપી દાબડા બાળપણમાં આ પ્રમાણે ભર્યા હશે તો મોટપણમાં તેમને યાદ લાવી તમે સુખી થશો. પણ ખાલી રાખ્યા હશે તો તે એળે ગયા એમ જાણી તમે દુઃખી થશો.

પ્રશ્નઃ—૧. બાળપણમાં કયી કળાઓ શીખવી જોઈએ? ૨. શા માટે શીખવી જોઈએ? ૩. એમાં આપણે પ્રવીણ ન થઈએ તોપણ ફાયદો થાય કે નહીં? શો ફાયદો થાય? ૪. બાળકો ખરાં સુખી શાથી થાય છે? ૫. તમારા દિવસ કોના જેવા સમજવા જોઈએ? તેમાં શું ભરવું જોઈએ? તે ખાલી રાખ્યા હોય તો શું થાય?

---

## ૧૦. અંતઃકરણની આજ્ઞા—સત્ય.

૧. બાળકો પ્રેમી, આજ્ઞાધારક, અને ઉદ્યોગી હોય છે અને તેમને ખરે માર્ગે દોરવા મમતાળુ

અને સુજ્ઞ માબાપ તથા શિક્ષક હોય છે ત્યારે તેઓ ઘરમાં કે શાળામાં જ્યાં હોય ત્યાં સુખી થાય છે. તે જેમ જેમ મોટાં થતાં જાય છે તેમ તેમ ખરૂં ખોટું પોતાની મેળે સમજતાં જાય છે; અને તેમનું **અંતઃકરણ** અથવા ખરૂં હોય તે કરવાની ઇચ્છા, પણ પ્રબળ થાય છે.

૨, બાળકો મોટાં થઈ ખરૂં ખોટું પોતાની મેળે સમજવા લાગે એવો વખત આવતો જોઈ માબાપ ઘણાં ખુશી થાય છે. ખરૂં શું છે અને ખોટું શું છે એ સમજવા જેવી બાળકની બુદ્ધિ પ્રૌઢ થાય ત્યારે તેઓ મુગે મોંઢે પોતાની આજ્ઞા પાળે એવી ઇચ્છા રાખવાનું માબાપને કારણ રહેતું નથી; માબાપ અને તેમનાં પુત્ર પુત્રીઓ એક બીજાને ખરા મિત્ર જેવાં સમજી એક બીજાની સલાહ લે છે અને જ્યાં સુધી તેઓ બધાં એક ઘરમાં રહે છે ત્યાં સુધી એક બીજા સાથે બરોબરીના સંબંધથી વર્તી કામ કરે છે અને અરસપરસ મદદ કરે છે.

૩. આપણામાં ખરૂં ખોટું સમજવાની શક્તિ આવવા લાગે ત્યારે આપણું અંતઃકરણ આપણને પહેલવહેલી શી આજ્ઞા કરે છે? તે આપણને એમ કહે છે કે તમારે હંમેશ **ખરૂં બોલવું** અને **પ્રમાણિકપણે** અને **ન્યાયથી ચાલવું**.

૪. સત્ય વગર આપણાથી એક બીજા ઉપર ભરોંસો રાખી શકાય નહીં. જો આપણે એક બીજા સાથે

સત્ય બોલીએ નહીં તો આ દુનિયામાં આપણે બધા ભેગા રહેવામાં કંઈ ફાયદો નથી; કારણ કે સત્ય વગર આપણાથી એક બીજા સાથે કામ થઈ શકે નહીં અને એક બીજાને મદદ પણ થઈ શકે નહીં ઇશ્વરે આપણને વાચા શા માટે આપી છે? એટલા માટે કે આપણા મનમાં જે આવે, અને આપણે જે જાણીએ, તે આપણે બીજાઓને જણાવી શકીએ.

૫. એક માણસના વિચાર બીજા માણસને જણાવવાને ભાષા એ એક સાધન છે. આ દુનિયામાં દરેક વસ્તુ આપણે આપણી મેળે શોધી કાઢવી પડત તો આપણી જીંદગી કેવી કષ્ટમય થઈ હોત? પ્રત્યેક જણને પ્રત્યેક વસ્તુ પ્રારંભથી પોતાની મેળે કરી લેવી પડત અને બીજાઓ પાસેથી કંઈ શીખી શકાત નહીં તો કેટલો બધો વખત, મહેનત અને વિચાર નકામો જાત! પરંતુ જે જ્ઞાન એક જણને થયું હોય તે ભાષાના સાધનથી બીજાને જણાવી શકાય છે અને તેથી દરેક જણના જ્ઞાનનો લાભ બધાને મળી શકે છે.

૬. એમ ધારો કે તમારા ઘરમાં જે ઘડીઆળ છે તે કદી ખરો વખત બતાવતું નથી. તમારૂં ઘડીઆળ ખરો વખત બતાવતું નથી એમ તમને માલમ પડવાથી તમે તમારા ઘડીઆળપર ભરોસો રાખવાનું છોડી દેશો, અને તમારા પડોશીનું ઘડીઆળ ખરો વખત બતાવતું હોવાથી તેના ઘડીઆળપર ભરોસો રાખશો. પણ એમ ધારો કે દુનિયામાં કોઇ ઘડીઆળ

ખરો વખત બતાવતું નથી, બધાં જૂદો જૂદો વખત બતાવે છે, ત્યારે તમે કોનીપર ભરોસો રાખીને ચાલશો? એવે પ્રસંગે દુનિયામાં કેટલો બધો ઘોટાળો થઈ જાય? કશાનો વખત સચવાય નહીં, વ્યવસ્થા રહે નહીં અને વખતસર કામ થાય નહીં.

૭. માણસો ખોટું બોલી એક બીજાને છેતરે છે ત્યારે તો ખોટાં ઘડીઆળ કરતાં પણ વધારે અનર્થ થાય છે, ઘડીઆળને તો કેટલા વાગ્યા છે એટલુંજ બતાવવાનું છે પરંતુ માણસને તો એક બીજાને હજારો વાતો જણાવવાની છે. જે ઘરમાં સત્ય બોલાતું ન હોય તે ઘર રહેવા લાયક નથી, કારણ કે સારી અને ઉમદા વસ્તુઓનું મૂળ સત્ય છે; અને નીચ અને હલકી વસ્તુઓનું મૂળ જૂઠ છે. અસત્ય બોલી બીજાઓને છેતરવાનું આપણે કેમ ઇચ્છીએ છીએ? એટલા માટે કે તેથી આપણને ફાયદો થશે એમ આપણે ધારીએ છીએ, પરંતુ અસત્યથી આપણને જે ગેરફાયદો થાય છે તેની આગળ આ ફાયદો કંઈ હિસાબમાં નથી.

૮. એક દિવસ એક બાઈ બાર વર્ષની ઉમ્મરના પોતાના છોકરાને સાથે લઈ અમદાવાદના સ્ટેશનપર ગઈ. તે છોકરાને વડોદરે ભણવા મોકલવાનો હતો. તે બાઇ વિધવા હતી અને એવી ગરીબ હતી કે પોતાના છોકરાના ગાડીભાડાના પૈસા મહા મુશ્કેલીથી તેણે એકઠા કર્યા હતા.

૯. સ્ટેશનપર જવા માટે મા દીકરો રસ્તે ચાલતાં જતાં હતાં એવામાં મા બોલીઃ “ભીખા તને બારમું વર્ષ ગઇ કાલે બેઠું તેને બદલે આવતી કાલે બેઠું હોત તો કેવું સારૂં થાત! તારાથી અડધી ટિકીટે જવાત અને અડધો રૂપિયો બચત તે હું તને આપત. પણ હવે તો તું બાર વર્ષનો કહેવાઉં, બાર વર્ષની અંદરનો કહેવાઉં નહીં, માટે આખી ટિકીટ લેવી પડશે, અને એક પૈસોએ વધશે નહીં.”

૧૦. “મા, એક પસોએ નહીં વધે? મારા ગુંજામાં એક પૈસોએ નહીં હોય તો હું પાણી શાનું પીશ?” આ સાંભળી માનું હૈયું ભરાઈ આવ્યું અને તેણે ઉંડો નિસાસો નાખ્યો. તેની પાસે એક પાઇ પણ વધારે નહોતી, નહીં તો પોતાના વહાલા દીકરાને તે ખુશીથી આપત. ટિકીટ ઑફીસ આગળ મા દીકરો આવી પહોચ્યાં. ભીખો તેની ઉમ્મર કરતાં જરા નાનો દેખાતો હતો તેથી ટિકીટ માસ્તરે તેની સામુ જોઈ કહ્યું, “આ બાર વર્ષની અંદરનો છે કેમ? લાવો અડધી ટીકીટના આઠ આના.”

૧૧. આ સાંભળી પેલી બાઇ જરાવાર વિચારમાં પડી અને તે શો વિચાર કરે છે તે જાણવા ભીખો તેના મ્હોં સામુ જોઈ રહ્યો. “હાજી” એટલો ટુંકો શબ્દ તેણે કહ્યો હોત અગર કંઈ ન બોલતાં મૂગી રહી હોત તો છોકરો અડધી ટિકીટે જાત અને આઠ આના વધત તે તેને ગજવા ખર્ચ તરીકે આપી શ-

ક્ત. પણ તેનો વિચાર એક પળવારમાં પૂરો થયો. તે બોલી; "ના સાહેબ, એ બાર વર્ષની અંદરનો નથી." આ પ્રમાણે કહી આખી ટિકીટ લઇ ભીખાને આપતી વખતે આનંદી ચહેરે તેણે કહ્યું, "લે દીકરા, આ સાચાબોલી ટિકીટ તારા ગજવામાં મૂક. જૂઠું બોલીને આઠ આના બચાવ્યા હોત તેના કરતાં સાચુ બોલી આખી ટિકીટ લીધી એ આપણે ઠીક કર્યું."

૧૨. છોકરો સમજતો હતો કે મારી માએ જે કર્યું તે બરોબર કર્યું છે, પણ જ્યારે ટિકીટ તપાસનાર અમલદાર ટિકીટ તપાસવા આવ્યો ત્યારે તેની પૂરી ખાત્રી થઈ કે આખી ટિકીટ લીધી તે બરોબરજ કર્યું. જો જૂઠું બોલી અડધી ટિકીટ લીધી હોત તો તે બતાવતાં તેના મનમાં કેટલી બધી બીક લાગત? ભીખાથી ટિકીટ તપાસનાર અમલદારના મ્હોં સામુ પણ કેમ જોવાત? પણ ખરૂં બોલી આખી ટિકીટ લીધી હતી તેથી તેના મનમાં કોઇ તરેહની બીક નહોતી. તેણે તર્તજ ખુશીથી ટિકીટ બતાવી અને "ઠીક" એમ કહી અમલદારે તે પાછી આપી; ભીખાના અંતઃકરણે પણ "ઠીક કર્યું" એમ કહી તેને આનંદ આપ્યો. વડોદરાનું સ્ટેશન આવ્યું ત્યારે ભીખો ગાડીમાંથી ઉતર્યો. ટિકીટ આપી અને વગર હરકતે રસ્તે પડયો ત્યારે પોતાનું ગજવું ખાલી છતાં તેને પૂર્ણ સંતોષ થયો.

૧૩. પછીથી જ્યારે જ્યારે જૂઠું બોલવાને તે લલચાતો ત્યારે ત્યારે તે દહાડે પ્રમાણિકપણે કહેલું "નાજી" અને તેની માનો આનંદી ચહેરો, તે યાદ કરતો, એટલે તેનાથી કદી જૂઠું બોલાતુંજ નહીં. નિશાળમાં ભીખો ઘણું ભણ્યો પણ જેટલો બોધ તે દિવસના તેના ખાલી ગજવાથી તેને મળ્યો એટલો બીજા કશાથી મળ્યો નહીં.

૧૪. કંઈ શરમાવા જેવું કૃત્ય આપણે કર્યું હોય તે છુપાવવાને અથવા શિક્ષા થશે એવી બીકથી આપણને કોઇ કોઈવાર જૂઠું બોલવાનું મન થાય છે. પણ જે વાત આપણે છુપાવવા ઇચ્છતા હોઇએ છીએ તેના કરતાં જૂઠું બોલવું એ વધારે ખરાબ છે. નિશાળમાં ભણતાં નાનાં છોકરાંને પણ જૂઠું બોલવાનો આરોપ મુકવાથી ભારે અપમાન લાગે છે, કારણ કે કોઈને જૂઠું બોલનાર કહેવો એ બાયલો કહેવા બરોબર છે. બહાદુર માણસ જૂઠું બોલવાનું ધિક્કારે છે; ખરા માણસને જૂઠું બોલવાની જરૂર નથી; જેઓ પ્રેમી અને સારા છે તેઓ જૂઠું બોલીને બીજાઓને કદી વિશ્વાસઘાત કરતા નથી.

પ્રશ્નઃ—૧. બાળકો ક્યારે સુખી થાય છે? જેમ તેઓ મોટાં થાય છે તેમ તેમનામાં શું વધતું જાય છે? ૨. તે વખતે મૂગે મોંઢે તેમની પાસે આજ્ઞા પાળવાની જરૂર કેમ રહેતી નથી? ૩. અંતઃકરણ પહેલી શી આજ્ઞા કરે છે? ૪. સત્ય વગર શું રહે નહીં? ૫. ભાષા શા કામની છે? ભાષા ન હોય તો શું થાય? ૬ તમારૂં ઘડીઆળ ખરો વખત બ-

તાવતું ન હોય તો તમે શું કરો? દુનિયામાં બધાં ઘડીઆળ ખોટાં હોય તો શું થાય? ૭. ખોટા ઘડીઆળ કરતાં શું વધારે ખરાબ છે? ૮. સત્ય વગરનું ઘર રહેવા લાયક છે? ૯. જે વિધવા પોતાના છોકરાને ગાડીએ બેસાડવા જતી હતી તે કેવી સ્થિતિની હતી? તેનું હૈયું શાથી ભરાઈ આવ્યું હતું? ૧૦. ટિકીટ માસ્તરે તેને શું કહ્યું હતું? ૧૧. શું બોલવાની તેને લાલચ થઈ હતી? ૧૨. છોકરાને ક્યારે માલૂમ પડ્યું કે માનું કહેવું બરોબર છે? ટિકીટ આપીને જતાં તેને કેમ લાગ્યું? ૧૩. તેના ખાલી ગજવાથી તેને શો લાભ થયો? ૧૪. આપણને જૂઠું બોલવાનું મન શાથી થાય છે? જૂઠું બોલનાર કહેવું એ અપમાન કેમ ગણાય છે? કોણ જૂઠું બોલતું નથી?

---

## ૧૧. અંતઃકરણની આજ્ઞા-પ્રમાણિકપણું અને ન્યાય.

૧. આપણું અંતઃકરણ આપણને બીજું શું શીખવે છે? તે આપણને એમ શીખવે છે કે **તારાં બધાં કામકાજમાં પ્રમાણિક અને ન્યાયી થા.** **પ્રમાણિકપણું** એ સત્યના જોડીઆ ભાઈ છે. કોઈ વાત જે રીતે બની હોય તે રીતે કહેવી એનું નામ **સત્ય**; અને બોલવા પ્રમાણે ચાલવું તેનું નામ **પ્રમાણિકપણું**.

૨. એક બાળક બીજા બાળકને એમ કહેતું આપણા સાંભળવામાં આવે છે કે "એ બરોબર નહીં." "બરોબર નહીં" એ શબ્દનો અર્થ શો?

તેનો અર્થ એ છે કે તેમના પૈકી એકે જે વસ્તુ બીજાની હતી તે લીધી છે; તે વસ્તુ પાટલીપર બેસવાની જગો રમતમાં દાવ, ચોપડી, રમકડું, ખાવાની કંઈ ચીજ, અથવા એવીજ બીજી કંઈ નાનીસીકડી વસ્તુ હશે; પણ તે લેવી એ બરોબર નહોતું, અને તે બરોબર નહોતું એમ છોકરાં સમજતાં હતાં. જે છોકરે તે વસ્તુ લીધી તે છોકરો શરમાય છે અથવા ચિઢાય છે; જે છોકરા પાસેથી તે લીધી હતી તે છોકરો ગુસ્સે થાય છે, અને આથી કરીને તે વસ્તુ લેતા પહેલાં તેઓ જેમ આનંદથી એકઠાં રહેતાં હતાં તેમ આનંદથી રહી શકતાં નથી.

૩. કોઈપણ ગેરકૃત્ય કરવામાં આવે એટલે મન બગડે છે અને બેબનાવ થાય છે; તેટલા માટે નાના બાળકને પણ પ્રમાણિકપણે વર્તવાની જરૂર છે; દરેક બાળકને પોતાનાં રમકડાં અને ચોપડીઓ હોય છે. પોતાની ચીજ બીજાને વાપરવા આપવાથી અથવા આપી દેવાથી તેમને આનંદ થાય છે; પણ એક બાળકની ચીજ તેની પરવાનગી વગર બીજું બાળક લેઈ લે તો તેને તેવો આનંદ થતો નથી. બાળકોને એક બીજાના પ્રમાણિકપણાપર ભરોસો ન રહે તો તેઓ પોતાની ચીજો સંતાડશે, વહેમાશે, જૂઠું બોલશે, અને મનમાં ઈતરાજી રાખશે. જે ઘરમાં આ પ્રમાણે થતું હોય તે ઘરનાં છોકરાં સુખી છે એમ કહેવાય ?

૪. બાળકને પોતાનું ઘર ન હોય તોપણ પોતાના પ્રમાણિકપણાથી તે જોઈએ તેટલાં ઘર પોતાનાં કરી શકશે; અને તેને જોઇએ તેટલા જણ તેના મિત્ર થશે. એક ફળ વેચનારે પોતાની દુકાનપર ફળ વેચવા એક છોકરાને નોકર રાખ્યો હતો. તે છોકરાનાં માબાપ તેને નાનો મૂકી મરી ગયાં હતાં તેથી તેને કોઈનો આશ્રય નહોતો. તે રસ્તાપર કોઇનો ઓટલો ખાલી દેખાતો ત્યાં સુઈ રહેતો અને સવારમાં વહેલો ઉઠી પોતાના શેઠની દુકાને જતો. એક દહાડો એક જણે તેની દુકાનેથી બે આનાનાં ફળ વેચાતાં લીધાં અને ભૂલથી બે આનીને બદલે પાવલી તેને આપી. છોકરે તર્તજ કહી દીધું કે "તમે બે આના વધારે આપ્યા છે માટે પાછા લો." પેલા માણસને આથી એમ લાગ્યું કે છોકરો પ્રમાણિક છે અને તેથી હવે તેની દુકાનેથીજ ફળ વેચાતાં લેવાં એવો તેણે ઠરાવ કર્યો.

૫. બીજે એક દહાડે સ્ત્રી તેની દુકાને દ્રાક્ષ લેવા આવી, અને કહ્યું કે "સામેની દુકાન કરતાં અહીં માલ ઠીક તોળી આપવામાં આવે છે એમ મેં સાભળ્યું છે." છોકરે કહ્યું: "બાઈ મારાં ત્રાજવાંને ધડો નથી. હું પૂરેપૂરો શેર જોખીને આપું છું." એમ કહી તેણે શેર દ્રાક્ષ તોળી આપી અને ત્રાજવાંને ધડો નથી એમ ત્રાંજવા ખાલી કરી બતાવ્યું. બાઈ બોલી "ત્યારે તો પેલો સામેનો દુકાનદાર મને

ઓછું આપી હમેશ છેતરતો હશે. હવેથી ફળ લેવાં હશે તો હું અહીંથીજ લઈશ." આ પ્રમાણે કહી તે બાઇ હસ્તે મોંઢે ચાલી ગઈ.

૬. આ પ્રમાણે તે છોકરાએ પોતાના પ્રમાણિકપણાથી પોતાના શેઠની દુકાને ઘણાં ઘરાક મેળવ્યાં; તેનો શેઠ પોતાની ઘરાકી વધતી જોઇ ખુશી થવા લાગ્યો અને ઘરાક પણ તેની સાથે મિત્ર તરીકે વર્તવા લાગ્યાં. એક ઘરાકે તેને માટે સારી ચાકરી મેળવી. ત્યાં તેને રહેવાનું ઘર અને જમવાનું મળ્યું. તેના પ્રમાણિકપણાને લીધે તેના નવા શેઠનો તેની પર એટલો બધો વિશ્વાસ બેઠો કે પોતાની ઉઘરાણીનું કામ તેને સોંપ્યું; અને ત્યાર પછી દુકાનપર પૈસા લેવા આપવાનું કામ પણ તેને સોંપ્યું. જ્યારે તે છોકરો મોટો થયો ત્યારે સ્વતંત્ર રીતે ધંધો કરવા લાગ્યો અને ઘણું કમાયો; પછી તેનું લગ્ન થયું અને તેનાં બાળ બચ્ચાં સાથે તે પોતાની માલકીના ઘરમાં સુખથી રહેવા લાગ્યો.

૭. જે કંઈ બીજાનું હોય તે આપણે કદી લઇએ નહીં એટલાથી આપણે પ્રમાણિક કહેવાઇએ નહીં. આપણા બોલવા પ્રમાણે આપણે ચાલવું જોઈએ. દુનિયામાં પ્રમાણિક તરીકે માન આપવા લાયક માણસ તે છે કે જે હમેશ ન્યાય અને ખરાપણાથી વર્તે છે. કોઈ એમ કહે કે "મારા બોલવાપર ભરોસો રાખો" ત્યારે તેના કહેવાનો અર્થ એવો થાય છે કે

"હું કદી ખોટું અને અપ્રમાણિક કામ કરૂં નહીં એવો છું. જે પ્રમાણે બોલું તે પ્રમાણે ચાલું એવો હું છું."

૮. જે ગરીબ માણસ પારકી એક પાઈ પણ લેવાનું તુચ્છ ગણે છે અને જે ખોટું અગર હલકટ કામ કદી કરતો નથી, તે ગરીબ માણસ ગમે તેવી ગામડીઆ ભાષા બોલતો હોય અથવા તેનાં લૂગડાં ગમે તેવાં જાડાં અને ફાટલાં હોય તોપણ તે એક ખરા ગૃહસ્થ તરીકે માન આપવા લાયક છે.

પ્રમાણિક માણસની લાયકી એટલી બધી વધે છે કે તેની તરફ જોતાં લોકોને એવું લાગે છે કે પ્રમાણિકપણા જેવું આ દુનિયામાં બીજું કંઈ નથી.

૯. ત્યારે હવે વિચાર કરો કે કંઈ મનોવૃત્તિઓ અને કયાં કર્ત્તવ્યથી આપણે આપણા ઘરમાં સુખથી હળીમળી રહીએ છીએ, એક બીજાને મદદ કરી એક બીજાના મિત્ર તરીકે રહીએ છીએ અને આ દુનિયામાં સુખી અને ઉપયોગી થવાને લાયક થઇએ છીએ? એ મનોવૃત્તિઓ અને એ કર્ત્તવ્યો, **પ્રીતિ, આજ્ઞાંકિતપણું, ઉદ્યોગ,** અને **સત્ય પ્રમાણિકપણું** છે.

૧૦. તોપણ આ બધી મનોવૃત્તિઓ અને આ બધાં કર્ત્તવ્યો બરાબર છતાં કેટલાંક ઘરમાં બીજી એક ચીજની ખામી હોય છે; અને તેની ખામીને લીધે જીંદગીમાં જોઇએ તેવું સુખ લાગતું નથી. એ બીજી ચીજ શું છે તે હવે પછીના પાઠમાં હું તમને કહીશ.

પ્રશ્નઃ—૧. અંતઃકરણ આપણને બીજું શું શીખવે છે? સત્ય અને પ્રમાણિકપણાને કેવો સંબંધ છે? ૨. "બરાબર નહીં" એમ કહેવાનો અર્થ શું? બરાબર રીતે નહીં ચાલવાથી શું થાય છે? ૩. ગેર કૃત્ય કરવાથી શું પરિણામ થાય છે? ૪. ફળ વેચનારના ગરીબ નોકરે પ્રમાણિકપણું શી રીતે બતાવ્યું હતું? ઘરાકે શો ઠરાવ કર્યો હતો? ૫. દ્રાક્ષ લેવા આવેલી સ્ત્રીએ શું કહ્યું હતું? ૬. પ્રમાણિકપણાથી એ છોકરાને શો ફાયદો થયો? ૭. દુનિયામાં ખરો માન આપવા લાયક કોણ છે? કયો ગરીબ માણસ માન આપવા લાયક છે? ૮. કઈ મનોવૃત્તિઓ અને કયાં કર્તવ્યથી સુખી થવાય છે?

---

## ૧૨. આદરબુદ્ધિ.

૧. કોઈ સંચાનાં પૈડાં ધરી ઉપર ફરતાં હોય છે ત્યારે ચીકરૂક ચીકરૂક એવો કઠોર અવાજ નીકળતાં તમે સાંભળ્યો છે? સંચો દુરસ્ત સ્થિતિમાં હોય છે અને બરાબર ચાલતો પણ હોય છે, તોપણ તેનાં પૈડાંમાં બરાબર તેલ આંજેલું ન હોવાથી આ પ્રમાણે થાય છે. એજ પ્રમાણે સારાં, પ્રમાણિક અને પોતાનું કામ કરવામાં કુશળ એવાં માણસો એકત્ર રહેતાં માલમ પડે છે પણ તેમની બોલી એવી તો છડી અને અસભ્ય હોય છે કે તેઓ વારંવાર એક બીજા સાથે તકરાર કરે છે અને એક બીજા સાથે ગુસ્સે થાય છે. તેઓ એક બીજા ભેગાં શાન્તિ અને સુખથી રહી શકે એટલા સારૂ તેમને વિવેક અને

સભ્યતારૂપી તેલની જરૂર છે. તમે કહેશો તોછડાઈમાં, અને વિશેષે કરીને બાળકે વાપરેલી તોછડાઈમાં, ખોટું શું લગાડવું ? પણ તમારે યાદ રાખવું જોઈએ કે ડાંસ એ ઘણો નાનો જીવ છે, તોપણ તેનો ચટકો થોડો પણ લાગે છે ખરો.

૨. કેટલાંક બાળક તેમને કંઈ પૂછવામાં આવે તો તેનો જવાબ આપતાં નથી; આપણું કહેવું ન સાંભળતાં આપણા તરફ પુઠ કરી ઉભાં રહે છે, આપણે એકાન્તમાં અભ્યાસ કરવા બેઠા હોઇએ છીએ ત્યાં પોતાનો પીસુડો વગાડી આપણા કાન ફોડી નાખે છે; રસ્તામાં આપણને ધક્કો મારી ચાલે છે અથવા એક બાજુએ થઈ જઈ આપણને જવાનો રસ્તો આપતાં નથી. તેઓ એટલા જોરથી બારણાં બંધ કરે છે કે તેથી કાન ફાડી નાખે એવો મોટો અવાજ થાય છે; જમતી વખતે બીજાં છોકરાંને કંઈ ન આપતાં બધું પોતેજ ખાઈ જાયછે; ઘેર કોઈ મિત્ર કે પરોણો આવ્યો હોય તો તેની આગતાસ્વાગતા કરવાને બદલે તથા તેની સાથે બોલવાને બદલે તેનાં મ્હોં સામું તાકીને જોતાં ઉભાં રહે છે; કોઈ કંઈ કહેતું હોય તો વચ્ચમાં એકદમ બોલી ઉઠે છે કે ‘ના એમ નહીં.’ તેના કરતાં તેમને વધારે ખબર હોતી નથી પણ આ પ્રમાણે વચ્ચમાં બોલવાની તેમને ટેવ પડી ગઈ હોય છે. બાળકોએ આ પ્રમાણે કરવું એ અયોગ્ય છે. એથી બીજાઓને ખોટું લાગે છે, એટલુંજ નહીં

પણ તેમનો પોતાનો સ્વભાવ પણ બગડે છે, અને તેમની તોછડી રીતભાતથી તેમના મનપર માઠી અસર થાય છે.

૩. જેની રીતભાત સભ્યતાવાળી હોતી નથી તેની પાસે આપણને ઉભા રહેવું ગમતું નથી. જેની રીતભાત સભ્યતાવાળી હોય છે તેની પાસે જવાનું આપણને મન થાય છે. આ પ્રમાણે હોવાથી, જેમ આપણા દુર્ગુણને લીધે બીજા લોકો આપણાથી દૂર રહે છે તેમ આપણી અસભ્યતાને લીધે પણ દૂર રહે છે. એથી ઉલટું જેમ આપણા સારા ગુણોથી આપણા મિત્ર વધે છે તેમ આપણી સભ્યતાથી પણ વધે છે. માટે હમેશ વિવેક અને સભ્યતાથી ચાલવું એજ આપણા ફાયદાની વાત છે.

૪. કોઈપણ માણસ પ્રત્યે તોછડાઈ અને અસભ્યતાથી વર્તવું એ ખોટું છે; પણ બાળકે પોતાના માબાપ પ્રત્યે તોછડાઈ અને અસભ્યતાથી વર્તવું એ તો ઘણુંજ ખોટું છે. માબાપને માન આપવાની સર્વ ધર્મમાં આજ્ઞા કરેલી છે. આપણા કરતાં જે વધારે ડાહ્યા અને સમજુ છે તેમને માન આપીને ચાલવું એમાંજ આપણું ભલું સમાયેલું છે. છોકરાં ગમે તેટલાં હોંશિયાર હોય તો પણ તેમના માબાપની બરોબરી તે કદી કરી શકવાનાં નથી. જે જ્ઞાન ઘણા વર્ષના અનુભવથી મળે છે તે નાના બાળકના મગજમાં એકદમ ઉતરે નહીં. બાળકની સમજણ તથા જ્ઞાન

જેમ જેમ વધતાં જાય છે તેમ તેમ તે તેના કરતાં વધારે સમજણુ અને જ્ઞાનવાળાને તે વધારે માન આપતું જાય છે.

૫. લોકોના મનમાં હલકા ગણાવા જેવું કંઈ કૃત્ય આપણે કર્યું ન હોય ત્યારે લોકોએ આપણને માન આપવું એ આપણો હક છે એમ આપણને નથી લાગતું ? એક નાના બાળકની સાથે કોઈ ગેર રીતે વર્તે તો તે પણ ગુસ્સે નથી થતું ? આપણા પાળેલા કુતરા કે બિલાડાને આપણે તરછોડી કાઢીએ અને હેતથી બોલાવીએ નહીં તો તેને પણ ખોટું લાગે છે. જીવ અને લાગણીવાળી દરેક વસ્તુ પ્રત્યે આપણે માયાળુપણાથી અને માનથી વર્તવું જોઇએ. ખરો ગૃહસ્થ તેનું નામ કે જે ગરીબ કે તાલેવંત, નાનાં કે મોટાં બધાં સાથે સભ્યાતાથી અને નરમાશથી વર્તે છે; અને જેમ કોઈ વધારે નાનો હોય તેમ તેને ખોટું ન લગાડવાને વિશેષ કાળજી લે છે. એક કવિએ કહ્યું છે કે " મજબુતમાં મજબુત માણસ નરમમાં નરમ હોય છે; અને નરમમાં નરમ માણસ સૌથી સરસ હોય છે."

૬. બાળકોમાં અને મોટા મોટા માણસોમાં હલકામાં હલકા અને તોછડામાં તોછડા કોણ છે ? સુન્દર વસ્તુ કંઈ એ જેઓ પોતાની બુદ્ધિના જડપણાને લીધે તથા પોતાના અજ્ઞાનને લીધે સમજી શક્તા નથી તે પતંગીઉં પોતાની પાંખો પહોળી કરી

રહ્યું હોય તે વખતે કોઇ છોકરો તેને પકડીને મારી નાંખે છે; કોઈ છોકરો રસ્તામાં ચાલતાં કોઇ નાના ઉપયોગી જીવ જંતુને પગ તળે કચરી નાંખે છે. કોઈ છોકરો ઝાડપર બેશી મધુર સ્વરથી ગાતાં કોઈ નાજુક પક્ષીપર પથરો નાંખે છે; કોઇ છોકરો ફુલ ઝાડની પાંખડી ફુલથી લચીને નમન કરી રહી હોય તેને તોડી નાખી ફુલ ચોળી નાખે છે. આવા છોકરાઓમાં એ વસ્તુઓના સૌંદર્યથી ખુશી થવાની સમજ હોતી નથી. જંગલી માણસની પેઠે આવા છોકરાને સૃષ્ટિમાં વખાણવા જેવું અથવા આશ્ચર્ય લાગવા જેવું કંઇ દેખાતું નથી.

૭. જુઓ, પેલા બે જણ પેલા રમણિય દેવળમાં પેસે છે. દેવળમાં આગળ થઈ ગયેલા સાધુ પુરૂષોનાં બાવલાં ગોઠવેલાં છે, લોકોની ઠઠ ભરાઈ છે, કીર્તન ચાલી રહ્યું છે અને વાજીંત્રો મધુર અવાજ કરી રહ્યાં છે. પેલા બે જણમાંનો એક ઘણી અદબથી હાથ જોડી દેવળમાં પેસે છે. જરા પણ ગડબડ કર્યા વગર ગુપચુપ તે અંદર જાય છે; અને કોઈની સાથે વાત કર્યા વગર કીર્તન પૂરૂં થતા સુધી બેસે છે. તેની પાસે બેઠેલા લોકો તેને ઓળખતા નથી તોપણ તેની સભ્યતા અને આદરબુદ્ધિથી ખુશી થએલા જણાય છે.

૮. બીજા માણસે પોતના હાથ પોતાના ખીસ્સામાં ઘાલેલા છે; મોટા ડોળથી તે આમ તેમ ફરે છે. ઘડીમાં આને ધક્કો મારે, ઘડીમાં પેલાને ધક્કો

મારે, ઘડીમાં આની સાથે વાત કરે, ઘડીમાં પેલાની સાથે વાત કરે એ પ્રમાણે તેણે ગડબડ મચાવી મૂકી છે. મકાનની ભવ્યતાથી, ગાયનની મધુરતાથી અથવા કીર્તનની પ્રૌઢતાથી તેના મન ઉપર કંઇ અસર થતી નથી. કીર્તન પૂરૂં થતા પહેલાં તે ચાલ્યો જાય છે; અને તેની રીતભાતથી કંટાળેલા લોકો તેના જવાથી ખુશી થતા જણાય છે.

પહેલા માણુસના અદબ ભરેલા વર્તનથી બધાને તે પસંદ પડયો. બીજા માણુસની બેઅદબ વર્તણુંકથી બધાંને તે અણુગમતો થયો.

૯ એજ પ્રમાણે સામેથી પેલા છોકરા આવે છે તે જુઓ. તેઓ જે વાંચે તે સમજી શકે એવા મોટા છે પણુ તેમાંનો એક જરાપણુ વિચાર કરતો નથી અને તેને જરા પણુ લાગણી થતી નથી. તેની વાંચન ચોપડીમાં ઇશ્વરના મહીમા વિષે પાઠ છે તે પોપટની પેઠે તે બોલી જાય છે પણુ તેના અર્થનો વિચાર તે કરતો નથી. પાઠ વાંચવાનું કામ થઇ રહ્યું એટલે હવે રમવાનું મળશે એમ ધારી તે ખુશી થાય છે. તેની વાંચન ચોપડીમાં કોલમ્બસે અજાણ્યા સમુદ્રોમાં વહાણુ લઈ જઇ અમેરિકા શોધી કાઢયાનો પાઠ છે તે શિક્ષકના ધાકથી તે વાંચે છે, પરંતુ તે વાંચવાનુ ક્યારે પૂરૂ થઈ રહે એટલોજ વિચાર તે કરે છે. ખાણુમાં કામ કરનાર ગરીબ મજુરોના રક્ષણુ માટે સર હમ્ફ્રિ ડેવી સાહેબ એમણે શોધી કાઢેલા

દીવાની વાત તે વાંચન ચોપડીમાં વાંચતો હોય છે ત્યારે તેના મનમાં એવો વિચાર ચાલતો હોય છે કે ક્યારે આ પાઠ પૂરો થાય અને બીજો રમુજી પાઠ વાંચુ. લોકોને એવી વાત કરતાં તે સાંભળે છે કે એક ઉદાર મનના દાક્તરે ગટરોની ખરાબ હુવામાંથી પોતાના દરદીઓને બચાવવા જતાં પોતાનો પ્રાણ ખોયો, પણ તે વાત પર તે કંઇ ધ્યાન આપતો નથી કારણ કે બીજાઓને શું થાય છે અથવા તેમની સ્થિતિ કેવી છે તેની દરકાર એને શું કરવા કરવી પડે?

૧૦. બીજો છોકરો વિચારવંત અને લાગણીવાળો છે. ઈશ્વરના મહીમા વિષેનો પાઠ તે ધ્યાન આપી વાંચે છે અને જેણે આપણે માટે આટલું બધું કરી રાખ્યું છે તેના વિષે પ્રીતિ અને આદરબુદ્ધિથી તે વિચાર કરે છે. કોલમ્બસ વિષેની હકીકત વાંચતાં તેના મનમાં એમ આવે છે કે એ વીરપુરૂષે નવી દુનિયા શોધી કાઢવામાં કેટલું બધું સંકટ વેઠયું છે! જે સંકટ તેણે વેઠયું તેમાં મદદ કરવાનું મારા હાથમાં હોત તો કેવું સારૂં! સર હમ્ફ્રિ ડેવી સાહેબ એમણે બનાવેલા દીવાનો પાઠ વાંચતાં તે દીવાની રચના બરોબર તે સમજી લે છે; અને ખાણમાં આગ લાગવાની ધાસ્તી વગર એ દીવો કેમ લઈ જવાયછે એ બરાબર સમજ્યા વગર તે પાઠ છોડી આગળનો પાઠ વાંચવાનો તેના મનમાં વિચાર થતો નથી તેજ

પ્રમાણે અનાથ લોકોની કાળજી રાખનાર પેલો ઉદાર દાક્તર, ગટરની ખરાબ હવા તપાસતાં મરી ગયાની વાત સાંભળી તેની આંખોમાં આંસુ આવે છે; અને "અહો! કેવો ઉમદા માણસ! આપણે પણ આપણા જાતભાઈઓને માટે એવી કાળજી રાખવી જોઈએ" એવો તે વિચાર કરે છે.

હવે આ બે છોકરામાંથી કયો છોકરો મોટપણમાં સારો, દયાળુ અને ઉદાર થવાનો સંભવ છે તેનો વિચાર કરો.

૧૧. આ દુનિયામાં નાનામાં નાના પ્રાણીને માટે પણ મમતા રાખવી; ઈશ્વરે સરજેલી તથા માણસે બનાવેલી દરેક સુંદર ચીજ આદરભાવથી જોવી, અને જે લોકો સારા, ડાહ્યા અને ઉમદા છે તેમને માટે આદરબુદ્ધિ રાખવી, એ આપણા મનમાં આ દુનિયાની સા અને સુંદર વસ્તુઓના દાતા પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન કરાવે છે અને તેથી આખરે આપણું સારૂં થાય છે.

પ્રશ્ન:—૧. આપણે એક બીજા સાથે સુખ અને શાન્તિમાં રહેવાને કયા તેલની જરૂર છે? ૨. બાળકોની તોછડાઇ અને અસભ્યતાનાં ઉદાહરણ આપો? તેથી બીજાઓને શું થાય છે? એવાં બાળકોને શું થાય છે? ૩. સભ્યતાવાળો માણસ આપણને કેવો લાગે છે? સભ્યતા વગરનો માણસ કેવો લાગે છે? અસભ્યતા દુર્ગુણના જેવી શી રીતે છે? ૪. કોની સાથે અસભ્યતાથી વર્તવું ઘણુંજ ખોટું છે? શા માટે ખોટું છે? ૫. કોની સાથે માનથી વર્તવું જોઇએ? શા માટે વર્તવું

જોઇએ? ૬. બાળકોમાં અને મોટા માણસોમાં હલકામાં હલકું અને તોછડામાં તોછડું કોણ છે? બાળકોની ગેરવર્તણૂકના દાખલા આપો. ૭–૮. સભ્ય અને અસભ્ય માણસ દેવળમાં શી રીતે વર્ત્યા હતા તે જણાવો. તેમના વર્તનથી બીજાઓના મનમાં કેવી અસર થઇ હતી? ૯–૧૦. પોપટની પેઠે પાઠ વાંચી જવાને બદલે, વિચાર કરીને વાંચવાની શી જરૂર છે? બંને પ્રકારના વાંચનના દાખલા આપો. ૧૧. દુનિયામાં શું કરવાથી આપણું સારૂં થાય છે?

---

## ૧૩. સ્વાભિમાન.

૧. દુનિયામાં એક માણસ એવો છે કે જે કદાચ ડાહ્યામાં ડાહ્યો અને સારામાં સારો ન હોય તોપણ તેને આપણે પોતે વિશેષે કરીને માન આપવું જોઇએ; તે માણસ આપણે પોતે છીએ. કોઈ માણસે કંઇ ખોટું કે હલકું કામ કર્યું હોય ત્યારે તેને "તને તારી જાતનીએ શરમ નથી આવતી?" એમ કોઈને કહેતાં તમે નથી સાંભળ્યું? આ પ્રમાણે કહેવું એ તે માણસના જાણે બે ભાગ હોય એમ ધારી, એક ભાગને બીજા ભાગથી શરમાવાનું કહેવા બરોબર છે.

૨. આ પ્રમાણે આપણામાં બે ભાગ છે. આપણા સ્વભાવના નીચ અને શ્રેષ્ટ એવા બે ભાગ છે. નીચ ભાગમાં આપણી પશુના જેવી વૃત્તિઓનો સમાવેશ થાય છે. આ પશુ જેવી વૃત્તિઓ માત્ર ભુખ, તરસ, ભોગ, ઉંઘ અને સવ ઐહિક સુખની ઈચ્છા તૃપ્ત કરવાનું ચહાય છે. આપણા શ્રેષ્ટ સ્વભાવમાં આત્મિક

વૃત્તિઓનો સમાવેશ થાય છે; અને તે આપણને લોકોપર પ્રીતિ રાખવી, તેમને માટે કાળજી રાખવી, તેમના પર ઉપકાર કરવો અને હમેશ સદાચારથી ચાલવું એવો ઉપદેશ કરે છે.

૩. આપણો નીચ અથવા નીચલા દરજ્જાનો સ્વભાવ, મૂળમાં ખરાબ છે એમ કંઇ નથી. બધાં પ્રાણીને ખાવાની, પીવાની અને શારીરિક જરૂરીઆતો પૂરી પાડવાની જરૂર પડે છે; બધાં પ્રાણી સુખ ભોગવવાને ઇચ્છે છે. પણ જો આપણે ઉંઘમાં એટલી બધી પ્રીતિ રાખીએ કે ખાવા શિવાય આપણને બીજુ કંઈ સૂઝે નહીં; જો આપણે ઉંઘમાં એટલી બધી પ્રીતિ રાખીએ કે ઉંઘી ઉંઘીને આપણે આળસુ પાડા જેવા બની જઇએ; અને જો આપણે આ-આપણને ગમતી ચીજો મેળવવામાં એટલા બધા ઇન્તેજાર બની જઇએ કે બીજાઓની સાથે પ્રીતિથી અને ન્યાયથી વર્તવાનું છોડી દઇ અપ્રમાણિકપણે ચાલીએ, તો આપણો નીચો સ્વભાવ–પશુ સમાન વૃત્તિ–આપણો શ્રેષ્ટ સ્વભાવ–આત્મિક વૃત્તિને દાબી નાખે છે અને તેથી આપણે આપણી જાતને માટે શરમાવું જોઇએ.

૪. એટલા માટે આપણા ફાયદાની વાત એ છે કે આપણે આપણા અંતઃકરણ અને શ્રેષ્ટ મનોવૃત્તિઓ પ્રમાણે ચાલી આપણા દિવસ કાઢવા; એમ કરવાથી આપણી પશુ સમાન વૃત્તિઓ અને અધમ

ઇચ્છાઓ આપણને ખોટે રસ્તે લઈ જવાની ધાસ્તી રહેશે નહીં. આપણું અંતઃકરણ ફરમાવે તે પ્રમાણે દરેક બાબતમાં ચાલવું એ સ્વાભિમાન રાખીને ચાલવું કહેવાય.

૫. બે છોકરા એક દહાડો એક દુકાનપર ગયા. તે દુકાનમાં પાકાં જામફળ વેચવા મૂક્યાં હતાં, પણ તે વખતે દુકાનદાર ત્યાં નહોતો. પાછા વળતાં એક છોકરાએ બીજાને કહ્યું. "પેલા જામફળમાંથી એક જામફળ તેં કેમ લીધું નહીં? તને જામફળ લેતાં કોઈ જોનાર નહોતું." બીજે છોકરે ઉત્તર દીધો. "કોઈ જોનાર નહોતું કેમ? એક જણ જોનાર હતો. હું પોતે હતો. હું એવું કામ કરૂં એ મારાથી કંઈ સહન થઈ શકે નહીં." જે છોકરે આ પ્રમાણે કહ્યું તે ઘણો નાનો હતો અને ઘણો ગરીબ હતો; પણ દુનિયાની સઘળી દોલત કરતાં જે વધારે કિમતી છે તે તેનામાં હતું. માણસને દુનિયાની બધી દોલત મળી હોય પણ જો તેના **આત્માનો** નાશ થયો હોય તો તે શા કામની છે?

૬. જ્યારે કોઈ છોકરે કંઇ ખોટું કૃત્ય કર્યું હોય અને "એની હું કાંઈ દરકાર કરતો નથી" એમ તે કહેતો હોય ત્યારે તેના કહેવાનો અર્થ એવો થાય છે કે "મેં મૂર્ખાઈથી ખોટું કૃત્ય કર્યું છે અને હવે પછી પણ એવાજ કૃત્ય કરીશ." આપણે હાથે કંઈ ખોટું કામ થાય અને તેને માટે આપણને પસ્તાવો થાય

ત્યારે તેનો અર્થ એવો થાય છે કે પહેલાં કરતાં આપણને વધારે સમજણ આવી; અને વધારે સમજણ આવે તેમાં કોઈને કંઈ સરમાવાનું નથી. ખોટું કામ કર્યા છતાં જેમના મનમાં જરા પણ અરે ન આવે અને લગાર પણ પસ્તાવો ન થાય એવા માણસ દુનિયામાં કંઈ થોડા નથી. કેદખાનાં, દારૂનાં પીઠાં, જુગારખાનાં એ વગેરે જગાઓ આવા લોકથી ભરેલી છે. આવા લોકો પોતાના મનમાં જેમ આવે તેમ ચાલે છે અને આખરે પોતે દુ:ખી થાય છે અને બીજાઓને દુ:ખી કરે છે.

૭. જે માણસ બીજાના પૈસા અથવા કંઈ વસ્તુ ચોરી લે છે, જે માણસ ખૂબ દારૂ પી રસ્તામાં ગાંડા માણસની પેઠે અડબડીયાં ખાતો માલમ પડે છે, અને જે માણસ કપટ કરી બીજાઓને છેતરી પોતાનો ફાયદો કરી લે છે, તે માણસમાં સ્વાભિમાન છે એમ તમે કહી શકશો? જે લોકો પોતાનું શરીર સ્વચ્છ રાખતા નથી, પોતાનાં કપડાં લત્તાં ઠીકઠાક રાખતા નથી અને પોતાનું ઘર સાફસૂફ રાખતા નથી તે લોકોમાં સ્વાભિમાન છે એમ તમે કહેશો? છેક નાનું બાળક પણ એમ કહેશે કે આવા લોકો સ્વાભિમાન શું છે તે સમજતા નથી.

૮. પ્રિય બાળકો તમે હજી નાનાં છો. આપણું અંત:કરણ અને આપણી શ્રેષ્ટ મનોવૃત્તિઓ પસંદ કરે એવા વિચાર મનમાં લાવવાથી અને એવાં કામ

કરવાથી આપણા મનમાં કેવો આનંદ અને શાન્તિ રહે છે તે હાલ તમારા સમજવામાં નહીં આવે. આ દુનિયામાં તમારાપર ઘણાં સંકટ અને દુઃખ આવવાનો સંભવ છે. પરંતુ તમે સદાચારથી ચાલો અને સારાં કામ કરો એટલે તમારે બ્હીવાનું કંઇ કારણ રહેશે નહીં.

૯. આ દુનિયામાં આપણી સ્થિતિ ગમે તેવી ગરીબ હોય તોપણ જો આપણે સીધી, પ્રમાણિક અને સારી રીતે ચાલીએ તો આપણા મનમાં જે શાન્તિ રહે છે તે શાન્તિ, દુનિયાના બીજા કોઈ સુખથી પ્રાપ્ત થતી નથી અથવા દુઃખથી નાશ પામતી નથી.

પ્રશ્નઃ—૧. આપણે વિશેષ કરી કોને માન આપવું જોઇએ? "તને તારી જાતનીએ શરમ નથી આવતી" એમ કહેવું એ શાની બરાબર છે? ૨. આપણા સ્વભાવના બે ભાગ કયા છે? દરેકમાં આપણી વૃત્તિ કેવી હોય છે? ૩. નીચો સ્વભાવ ખોટો કેમ નથી ગણાતો? આપણે આપણી જાતને માટે ક્યારે શરમાવું જોઇએ? ૪. સ્વાભિમાન રાખીને ચાલવું એટલે શું? ૫. જે છોકરાને તેના સોબતીએ જામફળ ચોરવા કહ્યું હતું તે છોકરાએ શો જવાબ આપ્યો? ૬. "હું એની દરકાર કરતો નથી" એમ કોઇ કહે છે ત્યારે તેનો શો અર્થ થાય છે? આવા લોકો ક્યાં માલમ પડે છે? ૭. કેવા માણસોમાં સ્વાભિમાન હોતું નથી? ૮. શું કરવાથી આપણે દુનિયાનાં દુઃખ અને સંકટની બીક રહેતી નથી? ૯. પ્રમાણિકપણે અને સારી રીતે ચાલવાથી શું થાય છે?